શ્રીમત્ સત્યાય નમઃ

રસિકજન રહસ્ય ક્રિયા

# અષ્ટ મહરી

# સુંદરગીતા.



રચનાર,

શ્રીસચ્ચિદાનંદ સંપ્રદાયના આચાર્ય.

મહારાજ શ્રીરૂચિરાનંદજી (સુંદરદાસજી.)

છપાવનાર,

મહંત રાધિકાદાસ પુરૂષોત્તમદાસજી.

કચ્છ અંજાર.



સંવત્ ૧૯૭૭. સને ૧૯૨૧.

# અર્પણ પત્રિકા.

શ્રીપરમધામવાસી સદ્‌ગુરૂ સ્વામી,

**મહારાજ શ્રીરૂચિરાનંદજી.**

**સ્વસ્થાન- અંજાર કચ્છ,**

સચ્ચિદાનંદ સંપ્રદાયના આચાર્ય.

ચૈતન્ય સ્વરૂપના પ્રકાશથી નિરંતર શીતલ જ્ઞાનના ઝરાને જન્મ આપનાર આપ શ્રીજીની રસિક રહસ્ય ક્રિયા અષ્ટ પ્રહરી પુરૂષાર્થાદિ જીજ્ઞાસા સંશયથી તપ્ત અંતઃકરણના અને દુર્ઘટ જમાનામા ચિત્રવિચિત્ર જનોને આ સંસારસાગર તરવાને નૌકારૂપ છે. વળી હું વિચાર કરૂં છું તો આપની આજ્ઞાનો યથાર્થ રીતે ઉપયોગ લેનારા ભાવિકો રસિક રહસ્યમાં દૃઢ થઇ, પ્રેમરસ, જ્ઞાનરસ, શાંતરસ આદિ ગુણોનું ભક્તિથી પાલન કરશે તો આ ભવસાગરમાંથી મુક્ત બની અનાદ એવા જે સચ્ચિદાનંદ પરમધામધણીના બેહદ સુખને પામશે. વળી સારાસાર વિચાર કરનાર તથા પરલોકના સુખને ચાહનારને આપશ્રીની ક્રિયા અષ્ટ પ્રહરી વિજયીભૂત થશે, એવું ધારી તમારા ચરણાવિંદમાં આ પુસ્તક છપાવી પૂર્ણપ્રેમથી સમર્પું છું તે કૃપા કરી અંગિકાર કરશો.

લા. ચરણકમલ દાંસાનુદાસ,

રાધિકાદાસ ગુરૂ પુરૂષોત્તમદાસજીના

સવિનય દંડવત પ્રણામ.

# અનુક્રમણિકા.



પાનું.

# રસિકજન રહસ્ય ક્રિયા
# અષ્ટ પ્રહરી.

**શ્રીમત્ સત્યાય નમઃ**

રસિકજનોને ભક્તિમાર્ગમાં વર્તવાની આઠ પ્રહરી
સમયાનુકુલી પરમપૂજ્ય મહારાજ શ્રી
રૂચિરાનંદજીની આજ્ઞા.

પ્રથમ રસિકજનોએ પ્રભાતે વહેલું ઉઠવું, નિદ્રા તથા આલસ્યનો ત્યાગ કરીને સ્વમુખે સુદર્શન શબ્દ ઊંચે સ્વરે વારંવાર ઉચ્ચાર કરવો.

## અથ સુદર્શન શબ્દ પ્રારંભ.

**જયશ્રી સચ્ચિદાનંદ જગપાવન પરમધામધની પૂરણ પુરૂષોત્તમ જુગલ કિશોર શરણં પ્રપદ્યે,**

ઇતિ શબ્દ.

પછે સદ્‌ગુરૂના સ્વરૂપનું ચિંતવન કરવું. તે થઇ રહ્યા બાદ ઉઠવું ઉઠી સર્વ રસિકજનોને નમસ્કાર

અધિકાર યોગ્ય કરવા. પછે દાતણઆદિ શૌચાદિક ક્રિયા કેરી પોતાના કંઠે તુલસીનો હીરો હોય તેનું ચરણામૃત લેવું ને તે વખતે ગુરૂમંત્રનો ઉચ્ચાર કરવો. પછે નિજાનંદ રક્ષાનો પાઠ કરવો.

## અથ નિજાનંદ રક્ષાસ્તોત્ર પ્રારંભ.

શ્લોક

**સચ્ચિદાનંદચરિતં, પંચાત્મિકં પ્રવિસ્તરં**
**એકૈકમક્ષરં પુસાં, પાપઘ્નં સર્વકામદં ૧**

**અર્થ**—સત્ ચૈતન અને આનંદરૂપ એવા જે ભગવાન તેનું ચરિત્ર પંચાત્મિક ભેદે કરીને વિસ્તાર-વાળું છે અને આ નિજાનંદ સ્તોત્રનો એક એક અક્ષર પુરૂષોના પાપનો નાશ કરનાર અને ભક્તોનાં સર્વ મનોરથ પૂરનાર છે. ૧

**ધ્યાત્વા રસાત્મિકં દેવં, સચ્ચિદાનંદવિગ્રહમ્**
**તુલસ્યામોદસહિતં, યુગ્મરૂપવિરાજિતં. ૨**

**અર્થ**—તે પંચાત્મિક રૂપ જે લીલા તેમાં મુખ્ય જે રસાત્મિક સ્વયં ભગવાન તેનું ધ્યાન ધરીને, તે

કેવા છે, સત્ એટલે ત્રણે કાલમાં જેવાને તેવા રહે તેનું નામ સત્, ચિદ્ એટલે જ્યાં શુદ્ધ ચૈતન્યન-કારણથી તે ચૈતન્ય શરીરમાં રોમરોમે છ જ્ઞાન આં પાર સામર્થ્યરૂપ છે તેનું નામ ચૈતન્ય. અને આનંદ એટલે દુ:ખનો લેશમાત્ર પણ જે સ્વરૂપમાં નથી, વિગ્રહમ્ એટલે એવું સચ્ચિદાનંદરૂપ જેનું સ્વરૂપ છે તે પંચાત્મિક લીલામાં બીજુ કારણ તુલસી પ્રિયા-ત્મિક સુગંધ તે અંગઅંગમાં ચીજચીજમાં બહેકી રહી છે તે પંચાત્મિકમાં ત્રીજુ કારણ જે દાસીદા-સોના યુથ તે ઠેકાણે ઠેકાણે સમય સમય તત્પર છે તે કહેવાય યુગલસ્વરૂપ એવી જે બ્રહ્મશ્રણી. ૨

**વિહરંતમનેકેન, રૂપેણાનંદદાયકં,**
**પ્રાકૃતિકે વિહર્તારં, વિરહાત્મિકકામદં. ૩**

**અર્થ**—તે પંચાત્મિક લીલામાં ચોથું વિહારાત્મિક ધામ એટલે રમણ કરવાનું સ્થલ કે જે પાંચ ત-ત્વોમાં જુદે જુદે સ્વરૂપે શોભાને સુખરૂપ છે. જેવા કે આકાશમાં વેમાનને આદિ યુક્તિરૂપ સાધન પાણી-પર જાજરૂપે સાધન પૃથ્વી ઉપર મહેલ મંડપ ચોક

ચબુતરા, બાગબગીચા આદિ અનેક ભાતના સાધન. તેવીજ રીતે પવનની સાહ્યતાથી સુગંધ રાગતાનાદિ યુક્તિઓ તથા અગ્નીની સાહ્યતાથી ભાસઆદિ જે રચનાના સાધનો-કે જે જે ખેલ વિલાસ કરવાને આધારરૂપ તે કહેવાય વિહારાત્મિક ધામ. તથા તે પંચાત્મિક લીલામાં પાંચમું કારણ. વિરહાત્મિક ભાવ એટલે અતિ સ્નેહ કે આતૂર વૈરાગ્ય. જે સૌને વર્તે છે જેથી સુખનું સન્મુખપણું છે. ૩

**રક્ષિતારં નિજાનંદં, શ્રેષ્ઠં રસિકપાવનં,**
**સ્તોત્રમેતત્પઠેન્નિત્યં, ભક્તિભાવસમન્વિત: ૪**

**અર્થ**—નિજાનંદ રક્ષા રક્ષણ કરનાર બહુ ઉત્તમ છે ને રસિક જનોને એટલે પ્રેમીજનોને પવિત્ર કરનાર છે માટે સત્વગુણે ભક્તિયુક્ત બની હમેશાં આ સ્તોત્ર રસિકજનોએ બોલવું. ૪

**કૃષ્ણ: પાતુ શિરોમેઽધ, ભાલં શ્રીનંદનંદન:**
**પાતુ રસાત્મિકો નેત્રં, શ્રીરાધારમણ: શ્રુતી. ૫**

**અર્થ**—શ્રીકૃષ્ણ એવા ભગવાન તે મારા મસ્તકની રક્ષા કરો. નંદજીના પુત્ર એવા ભગવાન તે લલાટની

રક્ષા કરો. રસાત્મિક એવા ભગવાન તે આંખોની રક્ષા કરો અને રાધિકાજી સાથે રમણ કરનાર એવા ભગવાન તે બે કાનની રક્ષા કરો. ૫

**ઘ્રાણં પાતુ વ્રજત્રાતા, મુખં ચ દાસવત્સલઃ**
**બંશીરસધૃતોષ્ઠસ્ત્વં, ઓષ્ઠૌ મે પાતુ સર્વદા. ૬**

**અર્થ**—વ્રજની રક્ષા કરનાર એવા જે ભગવાન તે મારા નાકની રક્ષા કરો. પોતાના દાસ જેને વહાલા છે એવા ભગવાન તે મારા મુખની રક્ષા કરો. બંસીએકરી રસના દાતાર એવા ભગવાન તે મારા બે હોઠની રક્ષા કરો. ૬

**જિહ્વાં જ્ઞાનોદધિઃ પાતુ, કંઠં રસિકવંદિતઃ**
**સ્કંધૌ બલાનુજઃ પાતુ, ભુજૌ ક્ષ્માધરધારકઃ ૭**

**અર્થ**—જ્ઞાનના સમુદ્ર એવા ભગવાન તે મારી જીભની રક્ષા કરો પ્રેમીજનોથી વંદના કરાયલા એવા ભગવાન તે મારા કંઠની રક્ષા કરો. બલદેવજીના નાનાભાઈરૂપ જે ભગવાન તે મારા સ્કંધની રક્ષા કરો. ક્ષ્માધર એટલે ગોવરધન પર્વત તેને ધારણ કરનાર એવા જે ભગવાન તે મારી ભુજાની રક્ષા કરો. ૭

**કરૌ રાધાપતિ: પાતુ હૃદયં યમુનાપ્રિય:**
**મધ્યં વેણુધરો રક્ષેત્, નાભિં ગોપિજનપ્રિય: ૮**

**અર્થ**—રાધિકાજીના પતિ એવા જે ભગવાન્ તે મારા હાથની રક્ષા કરો. યમુનાજીને પ્રીય એવા ભગવાન તે મારા હૃદયની રક્ષા કરો. વેણુ–એટલે બંસી તેને ધારણ કરનાર એવા જે ભગવાન તે મારા શરીરના મધ્યભાગની રક્ષા કરો; અને ગોપિજનોને વહાલા એવા ભગવાન તે મારી નાભીનું રક્ષણ કરો. ૮

**રસિકેશ: કટી રક્ષેત્, સકિથની પરમપ્રભુ:**
**ઊરૂ આભીરસેવ્યશ્ચ, પાતુ ત્વં ગોપિનાયક: ૯**

**અર્થ**—રસિકજનોના ઈશ્વર એવા ભગવાંન તે કેડની રક્ષા કરો. 'સકિથની' એટલે શરીર અને શાથળના મધ્યભાગ તેની સર્વ સૃષ્ટિઓથી પાર એવા ભગવાન તે રક્ષા કરો. અહિરોથી સેવાયલા એવા ગોપિનાથ ભગવાન તે બે સાથળની રક્ષા કરો. ૯

**જનાર્દનો જાનુની ચ, પાતુ સુંદરવલ્લભ:**
**યશોદાવલ્લભો જંઘે, પાતુ પાદૌ પરેશ્વર: ૧૦**

**અર્થ**—સુંદર ને વહાલા એવા જનાર્દન એટલે મનુષ્યોવડે સુખમાટે પ્રાર્થના કરાયલા એવા ભગવાન તે મારા બે ગોઠણનું રક્ષણ કરો. યશોદાજીને વહાલા એવા ભગવાન તે મારી બે જાંઘનું રક્ષણ કરો, અને સર્વનાં શિરોમણી એવા ભગવાન તે મારા પગનું રક્ષણ કરો. ૧૦

**રાધિકાનાયક: પાતુ, નિજાનંદોખિલં વપુ:**
**નિજાનંદબલોપેતાં, રક્ષાં ય: સુકૃતી પઠેત્ ૧૧**

**અર્થ**—નિજાનંદ એટલે સ્વે આનંદે આનંદરૂપ એવા રાધિકાજીના પતિ તે મારા શરીરના બધા અવયવોનું રક્ષણ કરો. નિજાનંદ ભગવાનના બલથી યુક્ત એવી આ રક્ષાને કોય પુન્યશાળી પાઠ કરે તો પરમધામ પદને પામે. ૧૧

**સ ચિરાયુ: સુખી પુત્રી, ભક્તિભોગાનવાપ્નુતે**
**જગજ્જૈત્રૈકમંત્રેણ, નિજનાભાભિરક્ષિતં ૧૨**

**અર્થ**—આ સ્તોત્રનો પાઠ કરવાંથી દીર્ઘાયુ થાય સુખી થાય પુત્રવાળો થાય વળી હૃદયમાં ભક્તિ

પ્રાસ કરે અને આ લોકના ભોગો મેળવે. જગતમાં જયશીળ એવા આ એક મંત્રવડે જે ભગવાનનાં નામથી રક્ષા કરાયેલ એવા આ રક્ષાસ્તોત્રનો રસિકજનોએ પાઠ કરવો. ૧૨

**યઃ કંઠે ધારયેન્નિત્યં, કરસ્થાઃ સર્વસિદ્ધયઃ**
**નિજાનંદમિદં સ્તોત્રં, વજ્રપિંજરવત્ સ્મૃતં ૧૩**

**અર્થ**—આ સ્તોત્રને જે કંઠમાં રાખે, એટલે મુખાગ્રે કરે ને તેના વારંવાર ઉચ્ચારથી સર્વ સિદ્ધિઓ તેના હાથમાં આવે છે. આ નિજાનંદ સ્તોત્ર વજ્રના પિંજરાતુલ્ય રક્ષણ કરનાર સમજવું. ૧૩

**પ્રાતઃસાયં પઠેન્નિત્યં, લભતે જયમંગલં,**
**દ્રૈષ્ટિકં મૌષ્ટિકં દુઃખં, દુઃખમજ્ઞાનસંભવં ૧૪**

**અર્થ**—હમેશાં પ્રાતઃકાલમાં અને સાયંકાલમાં આ સ્તોત્રનો પાઠ કરે તો જય અને મંગલને મેળવે અને મ્લેછ સાધનીકની નજરથી થતા દુઃખનો અને મેલા મંત્રના સાધનીકોની મૂઠથી થતાં જે દુઃખ તથા અજ્ઞાનથી તથાં જે દુઃખોને દૂર કરી અને પરમધામની પ્રાપ્તિ કરાવે. ૧૪

**ભૂમિજં વ્યોમજં વાપિ, દુ:ખં પાતાલસંભવં,**
**તત્સર્વં નાશમાયાતુ, શ્રીકૃષ્ણસ્મરણાત્ પુન: ૧૫**

**અર્થ**—પૃથ્વી ઉપર રહેનાર પ્રાણીઓ તથા આકાશમાં વિચરનાર પ્રાણીઓ, અથવા પાતાલવાસિથી થતાં જે દુ:ખો તેથી નિર્વિઘ્ન રહેવા માટે વારંવાર શ્રીકૃષ્ણ નામથી સંયુક્ત જે સ્તોત્ર તેનું હમેશાં મનન કરવું. ૧૫

**દદાતિ પરમં ધામ, શ્રીકૃષ્ણો નિજનામત:**
**તન્નામસ્મરણાચ્ચિત્તં, પ્રત્યહં પ્રેમત:શુભં ૧૬**

**અર્થ**—શ્રીકૃષ્ણ એવા પૂર્ણ બ્રહ્મ સચ્ચિદાનંદ પોતાના નામના સ્મરણ કરનાર ભક્તને પરમધામમાં વાસ આપે છે, જ્યાં જવાથી કાલ ગુણ અને કર્મ બાધ કરી શકતા નથી, માટે હે મન, તે પવિત્ર નામને પ્રેમથી યાદ કર. ૧૬

ઇતિ શ્રી નિજાનંદરક્ષાસ્તોત્રં સંપૂર્ણ.

રાગ પંચમ.

**સગણી શ્રી રાગની, પંચમ પાછલી રે,**
**પોરસવા રાતનો, લઇને અંમલ;**

ગાય છે રસિકજન, શ્રી પરમ ધામને રે,
ગણી ગુણ બેહદ, હૃદય કમલ. રાગણી દોઢ.
મળીયા રસાત્મિક બ્રહ્મ, સદ્‌ગુરૂ જેહને રે,
તેને ક્ષર અક્ષર, નિરક્ષર કલ,
સહેજમાં આવે રે' ફાવે રસનાં હૃદય રે,
જીઆં નવ ચાલે રે, કર્મ કાલનું બલ. રાગ૦ ૧

એવે લક્ષે પૂરણ રે, રાસક રંગે ભર્યા રે,
ગાયે અક્ષરાતીત, મેલી ચલવલ.
વૈરાગ વિવેકે રે, દૃઢ જેને આશ્રય રે,
વેગડારે રહેજાણી વાદ નુકલ. રાગણી. ૨

મૈથુની માનસી, મહદ ઇશ કૈવલ રે,
સ્વલીક મિશ્રીત, ભેદ સકલ;
જાણે રસ માણે રે, શ્રી પરમ ધામનો રે,
ક્યારે નવ ચુકે રે, સર્વંગે અઝલ. રાગણી. ૩

એવા રસાત્મિક જન, ઉત્તમની શરણમાં રે,
મારે રસસાગર, માણવું અકલ,
સુંદર સુહાગ શ્રી, નિરક્ષર નાથનો રે,
મારે શિર બેઠું રે, થઇને અચલ. રાગણી. ૪

( રાગ ભૈરવ. )

પ્રાતભયો સુંદર શ્યામ, જાગો સુખકારી,
રસિક વત્સલ બ્રધ તુમારો, હૃદય લેહુ ધારી,
પ્રાત,–દોઢ

તુમબિના સબ રસિક હોત, વિરહમે દૂખારી,
કૃપા કરકે હૃદય પ્રકાશ, કીજે અત ભારી. ૧

તુમરે પદમેં પ્રીત હમારી, બેહદ અનન્ય જાગે,
યાઈ વચન બેરબેર, અપને કીંકર માગે. ૨

તાતેં દયા કરકેં દીજે, હૃદયમેં પ્રકાસા,
અષ્ટ પ્રહર ગરક રહે, ભક્તિમતે દાસા. ૩

એહી બિચારી અપને દાસ, આગે અબ આઓ
જ્ઞાનકે પ્રકાશકો સબ, રસિક લેહી લાઓ. ૪

સબ રસિકકોં એહી બાત, લગતહે અત પ્યારી
કૃષ્ણદાસ કહત સુનો, રસિકુંકે વિહારી. ૫

સાખી પ્રભાતની. ( રાગ ભૈરવમાં દોહરારૂપે. )

શ્રી વ્રજચંદ સુસંગિનિ,
રાધેજાંકો નામ,

ગિરિધર ધરન રસાત્મિક,
દાયક પરમ સ્વધામ ૧

સકલ શિરોમનિ જ્ઞાનઘન,
નિજાનંદ દરબાર,
જાચક નિત જાચત અહે,
દીજે મોજ દાતાર. ૨

ઐસી મોજ દીજે ધની,
જાચક હોય અજાચ,
તન વ્યવહાર નિર્ભય ચલે,
રહેજયું તુમમેં રાચ. ૩

સુર નર નાગ અસુર વિધિ,
હરિહર નરનારાયણ
આશ્રિત ઇશ કૈવલકે,
સુખમેં રહત પરાણ. ૪

યાચક સ્વલિક મિશ્રીતકે,
કરત જગતમેં રાજ,
મેં હઉં તુમરા યાચક,
કયો નહિ સારો કાજ. ૫

મૈં હો યાચક આપકા,
તુમ હો દાતા મોર,
ઓર ઠોર યાચું નહી,
જયજય જુગલ કિશોર. ૬

જયજય જુગલ કિશોર તુમ,
નિરક્ષર રાયાંરાય,
યાચક જાચત આપકું,
દીજૈ દાત પસાય. ૭

મહેરબાન મહેરૂ કરો,
નંદનંદન વ્રજરાજ,
અહો શ્રીકૃષ્ણ કૃપાલવર,
મોહી સુધારો કાજ. ૮

મેરે કાજ સુધારીએ,
આલસ છાંડી કૃપાલ,
નિજજન લજજા રાખીએ,
કીજે નજર નિહાલ. ૯

પૂરણ પુરુષોત્તમ ધની,
અક્ષરાતીત દયાલ,

કારજ મેરા કીજીએ,
હરીએ સંશય સાલ. ૧૦

મેં હુઉં અનુચર આપકો,
તુમહો ગરીબ નિવાજ,
બાનેકી પત રાખીએ,
ધરકે કાન અવાજ. ૧૧

રાગ ભૈરવ.

શ્રીજી શ્રીસદગુરૂકી મંગલા,
આરતી સંવારી.
મુનીજન મન સંકલ્પતેં,
સકલયું ઉતારી. શ્રીજી ટેક.

જાગે હુ ફજર નજર નિહાર,
ઊઠ દીજે જલ ઝારી,
શૌચાદિક ક્રિયા રસોક્ત,
કીને રાજ સારી,
કેસર ચંદન તિલક ભાલ,
દીનેહુ ત્રિભુવન જયે,

વસન ભુષણ વનમાલા,
પેરાઈ ઊર આનંદ મચે, શ્રીજી. ૧

ધૂપ દીપ નૈવેદ સુગંધ,
આદિક આરતી સાજે,
વારતી અવલ પ્રીતરીત,
સરણાઇ નોબત વાજે,
ઘંટા ઝાલરી તાલ મૃદંગ,
ઉપંગ મોરલી ઝીની,
વિવિધ રાગ રંગ ઉમંગ,
મંગલાજી કીની. શ્રીજી. ૨

નખશિખ છબી નિરખ હીરખ,
પરિક્રમાદે પૂરી
સાષ્ટાંગ ભરે સ્તુતી કર,
લીન અંગ નૂરી,
ચરણોદક મહાપ્રસાદ,
પએ મુદે મનમાંહી.
સુંદર સુખદ વદન કમલ,
પર સદા બલજાંહી. શ્રીજી. ૩

અથ શ્રી પરમધામની મંગલા–રાગ ભૈરવ.

આરતી શ્રી મંગલા.
  શ્રી પરમ ધામમાહી.
બરબર મોલે પ્રથમી ભોમે,
  દ્વાદસ સહસ્ર લઘુમોલ ઠાંહી.
                    આરતી દોઠ.

દસ ભોમે સાંમગ્રી
  પ્રથમીસે બ્રહ્મજલ કુંવારા,
છુટે નાવે સખ્યું સ્યાંમ,
  આનંદ અપારા.      આરતી. ૧

દૂજીસે વસન ભુષણ,
  તીસરીસેં આવે.
ચોથીસેં પુષ્પ સાજ,
  પંચમેં તિલક સોધા ફાવે. આ. ૨

છઠીસે ધૂપદીપાવલિ,
  સાતમીસેં પંચશબ્દાવાજા.
આઠમીસેં ચમર છડી છત્ર વ્યંજન,
  નવમેં રંગ સુગંધ બ્રાજા. આ. ૩

દસમીસેં નૈવેદ ગાનધુન,
તાન વાજંત્ર આરતી ઉતારી;
પરીક્રમાદે ડંડવત કર,
સ્તુતી અનુસારી. આરતી. ૪
ભોગ લગાએ જલ આચમન,
બીડા દે કણીકાસુખલીની,
વારે વાલીકી ધુનજય બોલી,
તા દુસરીને ઉદભીની. આ. ૫
યૂં વારેવારે પ્રતી અખંડ મંગલા,
શ્રીપરમ ધામેં સુહાવે
સુંદર રસિક યા દિદાર,
જાહેર કબ પાવેં. આરતી. ૬

રાગ બિભાસ.

પ્રાત સમય શ્રીરસાત્મિક સદગુરૂકા
શ્રી ગિરધર ધરનકા,
લીજેં નામ હોઈ મંગલ મના,
પ્રાતસમય હોઢ.
ત્રિવિધતાપ હુરનકે કારનં
સચ્ચિદાનંદ આનંદઘના. પ્રાત. ૧

મનુષારે જનમ ધરનકો એહી ફલ
અંતકાલકા હેતુ અપના. પ્રાત. ૨
શ્રી રસાત્મિક સદ્દગુરૂકી સૂરત
સુંદર રસના એહી રટના પ્રાત. ૩

---

પ્રાત સમય નિતનવ રસનાહુંદ
જયશ્રી સાચ્ચદાનંદ,
પરમ ધામધની શબ્દ ઉચ્ચાર
પ્રાત ટોઢ.
વિધ્નહુરન મહુામંગલ કરન
તરન ઉડપતુલ્ય ભવધી અપાર પ્રા. ૧
વજ્ર પિંજર તુલ્ય તન મન રક્ષક
દક્ષક શ્રી નિરક્ષર દરબાર. પ્રાત. ૨
સકલ શિરોમણી સકલ શબ્દ હુદ
બેહુદ જ્ઞાન ધ્યાન વિસ્તાર. પ્રાત. ૩
સુંદર ઉત્તમ રસિક જીવન ધન
કરોનિંત મમ મન રસના વિહુાર. ૪

---

પ્રાતસમય સદ્‌ગુરૂ સુંદરકા રસિક
  ઈંદિરકા નિતપ્રતિ ઉઠકે લીજે નામ.
    પ્રાતસમય ટોઠ.

પ્રેમસહિત કોહુ કરત ઉચ્ચારા
  દાયેક સુદ મંગલકોરે ધામ. પ્રા. ૧
જ્ઞાનપ્રકાશ હોતહે ભારી
  કરતહેં સબ વિઘ્ન પૂરન કામ. પ્રા. ૨
ભવસાગરમહી નામ [1]બહીત્રહેં
  અખંડ પુલીને જઇકે પૂરે હામ. પ્રા. ૩
કૃષ્ણદાસ એહી પાર પોચાવે
  તાંકો રટન કરૂં આઠોરે જામ. પ્રા. ૪

રાગ બિભાસ.

શ્રી રાધેશ્રી સાહેબ નિરક્ષર
  અંગની તરંગની પ્રેમ પ્રચંડ શ્રી. ટોઢ
શ્રીપરમધામ બેહદ સચ્ચિદાનંદ
  મહી વિલસો પાર ખંડઅખંડ શ્રી. ૧

---

૧ વહાણરૂપ.

વ્રખુભાન નંદની વંદની રસિકન
    કરની ક્ષર અક્ષર અડંડ    શ્રી. ૨
રસસાગર નયનાગર ગુનાગર
    શ્રી વ્રજ મંડલ મંડ ન મંડ.    શ્રી. ૩
સુંદર રસિકકી આશા પૂરણ
    શ્રી મહારાણી દ્રગસુ તુંડ.    શ્રી. ૪

એ પ્રમાણે પ્રભાતનાં પદ નિત્ય નિયમ સહિત કરવા. પછે જો નિવૃત્તિ હોય તો પ્રભાતીની ચોસરો નિત નવી નવી કરવી.

રાગ પ્રભાત ( જુદી જુદી ઢબથી ગવાય છે. )

શ્રીઅક્ષરાતીત મારા વાલા
    હું છઊં બાની તમારી રે,
ચરણ કમલ વંદુ હું તમારા
    તતબર સુધ લીઓ મારી રે. શ્રી. ટેક
હું અબળાના આધાર પ્રભુજી
    અરજી મારી માનો રે,
શરણે આવ્યાને સામુ જો જો
    જાણી પોતાનો બાનો રે.    શ્રી. ૧

અચલ ટેક વિશ્વાસ તમારો
  મારે હૃદય જામ્યો રે,
માટે મેં ગ્રહ્યું અનન્યપણું
  આશ્રય તમારો કામ્યો રે. શ્રી. ૨

•ભવસાગર તરવાનું બેડૂં
  શરણ તમારૂ મોટું રે
પોચાડે પરમધામ ને તતબર
  નાવે તેમાં ત્રોટૂં રે. શ્રી. ૩

સુંદર રસિકને શિર તમેં સ્વામી
  પૂરણાનંદ ભગવાન રે,
માર્ગ રસાત્મિક લીઓને ભુજાવી
  અરજી ધરીને કાનરે. શ્રી. ૪

( ૧ )

શ્રી પરમધામ ધણીજી મુને
  એક છે શરણ તમારૂં રે
તમને મેલી મન બીજે મ જાએ
  તમસું લાગું મન મારૂં રે. શ્રી. ટેક.

તમ જેવા સમૃથ ધણી મારે શિર
અનન્યપણે મેં ધાર્યા રે
વિષમ સંકટમાં ડાવા ડોલે
વિસરો નઇ વિસાર્યા રે. શ્રી. ૧
એક ભરોસો તમારો સાચો
બીજું સ્વપ્ને ન રાખું રે
માટે કરૂણા કરો હવે વાલા
હું તન ધન વારી નાખું રે. શ્રી. ૨
કરૂણાના સાગર કરૂણા કરો હવે
હરોને આપદા મારી રે,
પૂર્ણાનંદ પરમધામ રાજા
કરોને સહાએ સંભારી રે. શ્રી. ૩
સુંદર રસિકને મારગ રસાત્મિક
જીવતે દીયોને દીપાવી રે
જોઇને હર્ષ પામું હું ઊરમાં
થાય તે સુહાવી ભાવી રે. શ્રી. ૪

( ૨ )

આવો આવોને અલબેલા
અરજી મારી માનો રે

હું અબળા છઉં શરણુ તમારી
મારા સંકટ વાંમો રે. આવો. દા૦.

દાસ તમારા તમને જંખે
તેને હુરસણુ આપો રે
અખંડ વિહાર તમારૂં દઇને
યુગલ સ્વરૂપ કરી થાપો રે. આ. ૧

આલસ મેલો આયુષ જાયે છે
મારી આરત તનની રે,
કાલ અચાનક આવીને પોચસે
રૈજાસે આશા મનની રે. આ. ૨

આશા મનની અધૂરી રહી જાસે
તારે સ્યો પ્રતાપ તમારો રે
એવું જાણીને વાલા મુજને
હાથે ઝાલી ઉગારો રે. આ. ૩

સુંદર રસિકને દાવો તમારો
તે હવે લ્યોને ભુજાવી રે,
સમૃથ શરણાગતુનાં બેલી
કાજ સુધારો આવી રે. આ. ૪

( ૩ )

શ્રીમત બેહદ પદનાં બારાં
  બોલે છે વ્રજનો વાલો રે
સંમૃથ કરૂણાનિધ થઇ ઉભા
  સખી સહુ જોવા ચાલો રે. શ્રી. ટેક

એહના અંગઅંગમાં બેહદ કલા
  સંપજ નૂરની મસાલ રે
જળહળે છે તિમિરહર અંતર
  જોતાં અંગ થાએ સુખાલ રે શ્રી. ૧

એવા એહ જાણસે તે માણસે
  તાણસે નિર્બળ તેનો તાલો રે
બેહદ સંસ્કારી બહુ જન્મોના
  લેસે શરણું સબાલો રે. શ્રી. ૨

એહ મેલી જે બીજે વળગસે
  તે સહી વિખમ કસાલો રે
પામી સુખ કીધું ખાઇ પડસે
  ફેરો થાસે તેને ઠાલો રે. શ્રી. ૩

સુંદર રસિક રસાત્મિક સદ્ગુરૂની
સેવામાં માલો રે
તો બેહદ પરમધામને પામો
માટે શરણું એહ ઝાલો રે. શ્રી. ૪

( ૪ )

રાગ કડખો (તથા બિલાવલ.)

એ આજ વ્રજ રાજકરો કરૂણા
મુજપર ખરી કરૂણા મુજપર ખરી,
શ્રીમત નિરક્ષર સાહેબ પ્યારા
મારે તો વસીલો એક છે તમતણો
તમસુ સરવે ભુજે કારજ મારા.
એ આજ હોઢ.
માટે વારસ કરો સંકટ મારાં હરો
આક્ષર ખેલમાં મુને બચાવો
અરજી મારી સુણી આવો વ્રજનાં ધણી
ભજન આનંદ રસમાં ઝુબાવો. એ. ૧
સુંદર રસિકને આશ મોટી મને
જો શ્રીમત રસાત્મિક મારગે ચલવો

તે પૂરો તો થાયે પૂરણ પૂર્ણાનંદ,
એવું જાણીને વેલું વેલું મિલવો. એ. ૨

( ૧ )

એ શ્રીજી કરૂણા કરો હરો મમ આપદા
સદા સુહાગી વ્રજરાજ પ્યારા
શરણે આવ્યાની કરો સ્હાએ સમૃથ ધણી
પોતાના જાણીને કરો સંભારા. એ.

શ્રીજી દાઠ

દોહેલા દાડાવિષે મારગ બેહદ મળ્યો
તે હવે નિભે તો થાય રૂડું
વેલી વારસ કરો શ્રીજી મહાપ્રભુ તમે,
ભક્તિ ચૂડી બહુ ભાવે પહેરૂં. એ. ૧

સુંદર રસિક છે શરણ શ્રી રાવળી
આવડી વાર તમે કાં લગાડો,
મારા વાલા રસ બેહદ આપો મુને
ટાળોને સંસૃત દુખદ પાડો. એ. ૨

( ૨ )

એ શ્રીજી સંકટ હરો જાણી નિજભૂત
ખરો જાણી નિજભૂત ખરો,
કરો વારસ કાંઇ દુખીઓ જાણી
મહેર નિધાનશ્રી રસાત્મિક સાહેબા
દુખદ અવસરે કાંઇ દયા આણી શ્રીજી દાઢ
તમે મારા શિરધણી આલસ રાખો ઘણી
તે હવે નથી આ વખતે ઘટતું,
આખર જમાનો મહાવિષમ લાગે ઘણો
મોહ માયિક હવે કરોને હટતું. એ. ૧
સુંદર રસિક આ અવસરે જો ચડો
તો તો આવે કાંઇ દુખનો આરો
બેહદ સમૃથ ધણી મારા શિર ઉપરે
ટાળોને દુખદ જનીત ભારો. એ. ૩

( ૩ )

સમજ સાક્ષાત મન સૂજ સદગુરૂતણી,
વિધી ચાર ઊર ગણી પંચાત્મિકની

ઉજ્વલતા ભક્તિજ્ઞાન લક્ષણની ભાવના
ચિતકમલ જમાવ વિરહાત્મિકની. એ.
સમજ દોઢ

રસાત્મિકમાં રસી તુલસી પ્રિયાને પસી
યુગલ સ્વરૂપેગસી વિહારાત્મિકેવસ
ઉજ્વલ અનન્ય નવધાસાધી સંધન
પ્રેમ પરા વિહાર જ્ઞાનપંચપસ. એ. ૧

ત્રીસ લક્ષણ વિધી ચાર વિરહાત્મિક
ઠીક ગ્રહી શરણ દૃઢ મન વચન કૃમથી
સુંદર રસિક અહર્નિશ અભ્યાસ કર
થાય સમાસ સત અકલથી. એ. ૨

( ૪ )

રાગ બિલાસ.

આનંદકી મંજરી આનંદકી મંજરી
શ્રી રાધે રસ આનંદકી મંજરી. દોઢ
ક્ષિરાક્ષર નિરક્ષર મેં જેતી કુંજરી
તેતી સબનું શિરહાર રસ ગંજરી શ્રી. ૧

અજબ શૃંગારરૂપ સુહાગ પ્રેમ પિંજરી
કરૂણા સમૃથ વિહાર સબસેં નિરંજરી
શ્રી. ૨

શરણાગતકું રખો જગમેં અડંઝરી
રસિક વચ્છલ બ્રધસેં રહો સીકુંજરી
શ્રી. ૩

ઓળગ તુમારી સત જગમેં અવંજરી
સુંદર સુમરે દિન રેન ભોર સંજરી. ૪



આનંદ મંગલ નિધ જપે માઇ
જ્ઞાનકલા ગુરૂ દીની દરશાઇ. આ. ટોક
શ્રીનંદ સુવન ધામી પરાપરકે
રાધે રમન ધની સંત શિરકે. આ. ૧
નિરક્ષર પ્રાણજીવન ધની જીનકે
દલન વિકાર જનીત મોહ મનકે. ૨
દાની રસિકજન રસનિધ પદકે
પ્રચુરન પરમાનંદ બેહદકે. આ. ૩

સુંદર રસિક પ્રભુ શરણાગતકે
  વચ્છલ મનુ જનુનીશિશુપ્રતકે આ. ૪



સુની જાગી સુંદરી સુની જાગી સુંદરી
  અરૂન સિખા ધ્વની. સુની. ટોઢ.
સદ્મ સદ્મ પ્રતિ દીપક ભએહુ
  દધિમથના નંદ સાજ સુ હએહુ. ૧
જોરી જોરી મિલ મથતજુ મૈયા
  કૃષ્ણ કીરત વિરહચુત ઉચરૈયા. અ. ૨
અહો વ્રજવિહારી કૃષ્ણ કનૈયા
  રસિક વત્સલ ધ્રધકિત ગૈયા. અ. ૩
પ્રભસ્તુતી કીરતી કોકિલસમ ગાના
  સુંદર કરે સખી સંગીત વિધાના. ૪

રાગ પ્રભાત.

બંસરીને કિયોહેં નિવાશ
  જીનુંકે હીએ બંસરી ટોઢ.
તાંકી અકલ ભઇ જાગ્રત અદ્ભુત બે
  અંતર ભયોહે પ્રકાશ. જીનુંકે. ૧

ક્ષર અક્ષર અક્ષરાતીત સૂજાબે
ભયો રે અંતર પુડ નાસ. જીનુંકે. ૨

શ્રીપરમધામ પંચાત્મિક સુફસ્યાબે
દરસત અજબ વિલાસ. જીનુંકે. ૩

સુંદર રસિક રસ બંસીકો મૈમાબે
જાનત વિરલા કોદાસ. જીનુંકે. ૪

પછે રસિકજનોએ સ્નાન કરવું. ન્હાવા સારૂ પાણી સ્વચ્છ લેવું અને ન્હાતાં મુખે સુદર્શન શબ્દની ધ્વની એટલે રટના કરવી. ન્હાઇને અબોટ વસ્ત્ર પહેરીને પાઠ શ્રી સદગુરૂ ચિંતામણી સચ્ચિદાનદ સ્તોત્ર વ્રજમંડલ સ્તવન સુબોધમંજરી આદિ સ્તોત્રોનો પાઠ કરવો.

## અથ શ્રી સદગુરૂ ચિંતામણી પ્રારંભ.

સાખી.

ગિરિધર ધરનકું વંદીકે ચિંતામણી ઉચ્ચાર,
પ્રેમસહિત રસાત્મિક જય જય કરૂં પોકાર. ૧

છંદ ઉધોર.

ક્ષરાક્ષર અક્ષરાતીતકા જ્ઞાન
 બેહદ કયાહો મસ્તાન,
શ્રીમત્ય રસાત્મિક સતગૂર
 જીનકે વચનમેં સબકૂર. ૧

બેહદ સરા અક્ષર અસલ
 શ્રીમત ડગરમેં અહે સકલ.
જીન ઇસ અખંડ દીન ખૂમાર
 વહા ગુરૂકી જાહુ બલિહાર. ૨

મોહે મોજ દીત સતગુરૂ જીસ
 કહા ભેટ ધરૂં આગેં તિસ.
જીવ ઇશ કૈવલ સૃષ્ટી સકલ
 કી ભેટ ધરૂ પઇ મોજ બલ. ૩

તદપિ સકુન શીસ ઉઠાય
 મહામણી પાસ કોડીસો કયાંય
ધરૂં ભેટ સ્વલ્પિક મિશ્રિત સમાજ
 તોબીનાં સર ભરમાફિક વ્યાજ. ૪

યાગુન શ્રીગુરૂ ઉપકાર
જાકે સમ ન કોઈ નિરધાર,
તાતેં મન વચન ગુનગાવ
દાસાનુ દાસકા રખભાવ. ૫

બેહદ લીઆ બાંના શીસ
[1]સાસન સમજ વિશ્વાવીસ,
લીની ઉઠાઇ સતગુરૂ કેરિ
ક્ષરાક્ષર નિરક્ષર રહે। બેરિ. ૬

જીન ઇસ દીન બેહદ જ્ઞાન
વહાસત ગુરૂપેં નહી કુલબાન,
તન ધન વચનકું કર પ્રીય,
મિટતન તાકો જમપુર લીય. ૭

જીન અધિકાર કીના લોપ
તાપેં દૈવત પંચકા કોપ,
જીન સેવ વચન મન ધન કાય
ક્ષરાક્ષર નિરક્ષર ઈશા સ્હાય. ૮

---

૧ આજ્ઞા.

જીન રખ રાજી સદ્દગુરૂ શ્યામ
તેહી સબ ઠોર ઇચ્છિત કાંમ,
હસગુરૂ તિલક રાધાકૃષ્ણ
જીન સમે આવેશ લીયા પ્રશ્ન. ૯

વિષ્ણુ નારાયણ ઇશ કૈવલ
સ્વલ્હિક મિશ્રિત નિરક્ષર અલ્ર,
પય ઉર કાય દસ ગુરૂ તિલક
દસ સ્થલી ભક્તન શિરજો લલક. ૧૦

જીસ અધિકાર મિલ સ્થલતિસ
મુક્તિ ભક્તિ દિયા પાત્રહીં પસ
વખયા મુજપે ભયસો કૃપાલ
વિષમ જમાંના મહા કલિકાલ. ૧૧

બેહદ જ્ઞાન કુંચી દીન
અપનાં આના દઢ કરી લીન,
રાધે ગિરધર ધરન કહાય
પ્રજમેં છકા બેહદ બજાય. ૧૨

લેવર કલિમેં કીન પ્રકાશ
રસાત્મિક મગસુખ રાસ,

તામે ચલહુ હોઇકેં અનીન
　યામગ છકા જીન શિર લીન. ૧૩

સો મમ જીવન પ્રાણ અધાર
　વહાપે જાઉમેં બલિહાર
સો અબ ચલહુ હોઇકે મસ્ત
　મોહ મદ માન છોડિ સમસ્ત. ૧૪

ખોધ વીર સુભટ સાંમત ભાઈ
　ભુજહુ રસિક છકા હુલસાઈ;
અલસેન કાજ ધતઉત સીજ
　અંતે હોઈ શિરપે જમકી ખીજ. ૧૫

દંડ ચોરયાસી લક્ષ જોનજાસ
　કર્મકી હૈ ગલેમેં ફાંસ,
વિધિ દિન એકલો સોચલ
　ફિર તદ માનવકા તન મિલ. ૧૬

તામેં વિક્રમ કરે જગ હેત
　સો મરી નર્ક ભુક્તે પ્રેત,
જાકી આયુષકો ન અંત
　પાવે તબી બહુ વિલખંત. ૧૭

ધર્મ અંગુ ધર્મ તવ બતાય
  કો કુલ જાય સંકટે તાય,
તબ વો ચંડી પઠન કરાવે
  ચંડી પકડ તેહી આવેસાવે. ૧૮

કુલમેં કાંકે શિરમેં ડાલે
  મુવેકા નામ બદલે બોલે,
તબવો તીર્થ મહી ક્રીય ઠાય
  યોની પ્રેતસે છોડાય. ૧૯

તબજહું ચોરાસી ભુગતન
  વિધી દિન અંતે પહે નરતન,
તહાં કર્મ શૌચ ક્રિયા તપ દાંન
  તાંમસેં પતલ રાજસેં મૃતાન. ૨૦

સત્વે સ્વર્ગ પુન્ય તેં પતન
  હોઇ ભુક્ત ચોરાસી માનવતન,
કલ્પ હઠ યજ્ઞ તપ સિધતાય
  કમયે વૈશેષી નિમિત વિધાય. ૨૧

રજતમ સત્વે સત્ય કૈલાસ
  વૈકુંઠ તહા દિવસ અંતે નાસ,

ફિર ચોસ્યાસી ભુક્ત વિધી દિન
　માનવ હો પાય ન્યાય પ્રકરન. ૨૨

અહિંસા સધ વસ સિધ સિલાય
　સિધ શક્તિ દિન લૌં ચોસ્યાસી પાય
ભુક્ત ફિર માનવ હોય અષ્ટયોગ
　સધ પ્રાણ પ્રણવકે સંયોગ. ૨૩

વાસે વિસ્કુલંગ દિન લો ફિર
　ભુક્તિ ચોરાસી પહી દેહનર,
સાધી સાંખ્ય સુન્ય રહાયે
　સૌં દિન ફિર ચોસ્યાસી પાયે. ૨૪

ભુક્તિ માનવ હો વેદાંત
　સાધી ચિદાકાસ સિદ્ધાંત,
વસે ૐ દિન કૈવલ બન
　ફિર કરી ચોસ્યાસી ભુક્તન. ૨૫

માનવ હોયે પુષ્ટ મર્યાદ
　સધ આચાર્ય મત પયે વાદ,
સ્વકીક મિશ્રીત અક્ષર હદ
　બંધ પરીનાં બેહદ સનંદ. ૨૬

સાયાં જકતમેં ચૌંમત,
વલ્લભી ગૌડ બુંદેલ ફિરસ્ત,
મિલ તિસજ્ઞાન ક્ષરહદવ્વર,
તામેં કયું રહત તુમ ઠર. ૨૭

બેહદ અક્ષર સરા શ્રીમત,
પંચમાં તામેં ચલો જાન સત,
આલસ છોડ દેહુયા વખ્ત,
રાખો હૃદય પૂરણ ચખ્ત. ૨૮

હીરાકંઠ ભાલે તિલક,
અક્ષરાતીત અંકીત જલક,
જય શ્રી સચ્ચિદાનંદ પરમધામ,
ધની ઈસ રસના વચન રહે જાન. ૨૯

સમર્પે બિનપેરના નખાંના,
ચાલીસ દોષ ચિતમેં નચાંના,
ભાંગ તંમાકુ ગાંજા અફીમ,
મદિરા મંસ પ્યાજ ગંધીમ. ૩૦

પ્રભુસેં વિમુખ જો જન હોયે,
સબતેં અધમ જાંનો સોયે,

કહિજો હોય ઊત્તમ જાત,
  ભગવત ભક્તિ હીન જનાત. ૩૧

તાકો જાન પશુકે સમાન,
  ગુરૂ આશ્રીત ગનીએ પ્રાન,
એસે સમજજકું વિધિચાર,
  હરદમ રહો તુંમ હુસીઆર. ૩૨

એહુ ઉપદેશ વારમવાર,
  રસાત્મિક સદગુરૂ ઉપકાર,
કહુંમેં પુકારી માનો સુજાન,
  પતિવૃત પના શિરપે ઠાન. ૩૩

મિશ્રીત અક્ષર આદિક ભાવ,
  રખના નાહી ચિતમેં ચાવ,
અનાશ્રીત કુંના છાતી લગાય,
  મિલના મિલના રસિકુંહી ભાય. ૩૪

ખાંના પીના રસિક કરકા,
  સંસ્કૃત જાની પરભવકા,
વિમુખ જો હો ન ફુનાતાઈ,
  રસિકુંસે તનમન ધનેન જુદાઈ. ૩૫

ઈસ કીય કમયકું પરમધામ,
તનમન વચને નેડા તમામ,
હૈ રંચ સંસય યામે નાંહિ,
સીધા જ્ઞાન સોધો ત્યાંહી. ૩૬

જીનકા આપેં હોઇયેં સત,
સોકયુનાં હોઇ અપના ઈજત,
એહુ જગતમાંજ જાહેર હેજી,
સોસિધ લોક મતેં સબ લેજી. ૩૭

ઊંચ નીચકા ઇસ નાતા,
મુની લોક મતે ભુજતા આતા,
પરિશ્રમ દાનુમેં હૈ તેતા,
પ્રાપતે અધિક ન્યુન સંત કહેતા. ૩૮

તબતજ ઊંચપદ કયોંનીચ,
સેવત મૂઢ લહે દ્રગ મીંચ,
ખડાહે કાલ તુમપે અજાન,
મદમત ભટક કયું હેવાન. ૩૯

એહુ ઊપદેશ મહે ન અબૂજ,
હીય નહિ સારાસાર કયુ સૂજ,

કહી સતચિંતામણી તલઠોક,
  સુન હીય અપના કરકે ચોક. ૪૦
સુંદર રાસક શિર ઊસ્તાદ,
  રસાત્મિક સદગુરૂ જીસ યાદ,
ચિત તે જાતિનાં પલ એક,
  એહિ મમડગાર એહિ મમ ટેક. ૪૧

॥ સાંખી ॥

સતચિંતામણી એહુ કહી,
  લહી જીનનેં ઊરધાર,
શ્રી પરમ ધામ પંથમેં,
  ચલત સો કરિ કરાર. ૧
એકચાલીસ ચોપાઈ હેં,
  દોહા ચાર સુ કીન,
કયા સત ઊપદેશ યહુ,
  પરખી લેહુ પ્રવીન. ૨
સવંતોઆીસ ત્રયોદસ,
  આસુ સુદ અષ્ટમી સોમ,
લખી સુંદર અજમેરમેં,
  કૃત કૃત ભઈયા ભોમ.

॥ ઇતિશ્રી ચિંતામણી સંપૂર્ણ ॥

# અથ સચ્ચિદાનંદ સ્તોત્ર.

છંદ ભુજંગ પ્રયાત.

सुराद्यैः सदा स्वान्तशुद्ध्यै दयाब्धे ।
प्रपन्नार्तिहं वंदितं मोक्षकामैः ॥
तवानंददं मुक्तिदं दिव्यमेतत् ।
भजामि प्रसादाय ते पादपद्मम् ॥ १ ॥

**અર્થ**—હે દયાસાગર મોક્ષને ઇચ્છનાર દેવતા વિગેરેથી હમેશાં પોતાનાં અંતઃકરણની શુદ્ધિ માટે વંદનાં કરાયલા અને શરણમાં આવેલાની પીડાને નાશ કરનારા મોક્ષને આપનારા અનુપમ આનંદને દેનાર જે તમારા ચરણ કમલ તેને તમારી કૃપા માટે હું ભજું છું ૧.

यया मायया बध्यते तत् समग्रं ।
पुनर्जन्यते लीयते स्थीयते च ॥
कदा शांतिमाप्नोति नापद्गतं तत् ।
भजामि प्रसादाय ते पादपद्मम् ॥ २ ॥

**અર્થ**—હે ભગવાન્ જે માયાવડે બંધાયલું આ બધું જગત ફરીને જન્મે છે સ્થિતિને પામે છે અને

ક્ષય થાય છે કોઈ વખતે આપતિમાં આવી પડેલું તે જગત શાન્તિ મેળવી શકતું નથી માટે તમારી કૃપા સારૂ તમારા ચરણ કમલને ભજું છું. ૨

**गतो मे [illegible]तो जन्महेतुः ।**
**प्रसादोयमेवास्य ते देव भक्तेः ॥**
**शुभं पादपाथोजमेतच्छरण्यं ।**
**भजामि प्रसादाय ते पादपद्मम् ॥ ३ ॥**

**અર્થ**—હે સચ્ચિદાનંદ સ્વરૂપ ભગવન્ જન્મ અને મરણમાં કારણરૂપ જે ભ્રાંતિ તે મારા ચિત્તથી દૂર થઈ તે તમારી ભક્તિનો પ્રતાપ છે શરણમાં આવેલાઓનું રક્ષણ કરનાર જે તમારા ચરણ કમલ તેને તમારી કૃપા માટે ભજું છું. ૩

**चिदानंदरूपं सदासत्[illegible]रूपं ।**
**युतं लक्षणैः षोडशैः कामकर्तृ ॥**
**तमो नाशमेति प्रकाशेन यस्य ।**
**भजामि प्रसादाय ते पादपद्मम् ॥ ४ ॥**

**અર્થ**—હે ભગવાન ચૈતન્ય અને આનંદરૂપ અને સદા સત્ય સ્વરૂપ એવા અને ષોડશ ચિન્હયુક્ત

ભકતોના મનોરથને પૂર્ણ કરનાર જેના પ્રકાશથી અજ્ઞાનરૂપ અંધારૂં નાશ પામે છે. એવા તમારા ચરણ કમલને તમારી કૃપા માટે ભજું છું. ૪

रजः पावनं गोपराजस्य ग्रामे ।
स्थितप्राणिनां जंगमस्थावराणाम् ॥
तवाङ्घ्र्यब्जपूतं सुरैरीप्सितं हि ।
भजामि प्रसादाय ते पादपद्मम् ॥ ५ ॥

અર્થ—હે પ્રભો નંદજીનાં ગામમાં રહેલાં સ્થાવર અને જંગમ પ્રાણીઓને પવિત્ર કરનાર તમારા ચરણ કમલથી પવિત્ર થયેલી રજ છે અને દેવતાઓ પણ તે રજની ઇચ્છા કરે છે માટે તમારી કૃપા મેળવવા તમારા ચરણ કમલને હું ભજું છું. ૫

क्षरं चाक्षरं नेतिनेतीतिश्रुत्या ।
श्रुतौ कथ्यतेऽतीतमेवास्ति ताभ्याम् ॥
निजानंदरूपं यदेवास्ति तत्त्वं ।
भजामि प्रसादाय ते पादपद्मम् ॥ ६ ॥

અર્થ—હે ભગવાન નેતિનેતિ એવી શ્રુતિ એમ કહે છે કે नहृति—એનો અર્થ ઇતિ એટલે આ ક્ષર

સૃષ્ટિ કેતાં વિનાશી જગત તેવા તમે નહી અને નેતિ એ બીજા પદથી શ્રુતિ કહે છે કે નઇતિં ઇતિ એટલે આ અખંડ સૃષ્ટિ કેતાં અવિનાશી જ્યાં સુખ છે પણ હદ બંધણવાલાં જે સુખ છે તેવા પણ તમે નહી અર્થાત્ કેવાનું કે ક્ષરને અક્ષરથી તમે પાર અને નિજાનંદ રૂપ જે કાંઈ તત્ત્વ છે તે તમે છો જેથી તમારી કૃપા માટે તમારા ચરણ કમલને ભજું છું. ૬

> विहारे विहारे रमत्येवकोटी।
> स्वरूपस्य ते प्राप्तये तस्य धाम्नः॥
> सदा दृश्यतेऽद्वैतभावोपि यत्र।
> भजामि प्रसादाय ते पादपद्मं॥ ७॥

**અર્થ**—હે ભગવાન જે પરમધામમાં ખેલ ખેલે તમો કોડાકાર બ્રહ્મસૃષ્ટિથી રમો છો—અને જ્યાં સદા એકત્ર ભાવ વરતે છે તે ધામની પ્રાપ્તિ માટે હું તમારી કૃપાને ઇચ્છનાર તમારા ચરણ કમલને ભજું છું. ૭

भजन्ति प्रसादाय त्वां सर्वदेवाः।
मनुष्यर्षिगंधर्वमोक्षैककामाः ॥
यथा सुंदरोहं तथा मुक्तिकामः।
भजामि प्रसादाय ते पादपद्मम् ॥ ८ ॥

અર્થ—હે ભગવાન જેવી રીતે તમારી કૃપા માટે સર્વ દેવતાઓ મનુષ્યો રૂષિઓ ગંધર્વો કેવળ મોક્ષની ઇચ્છાથી તમને ભજે છે તેવી રીતે હું સુંદરદાસ પણ ભવબંધનથી મુક્તિને ઇચ્છતો તમારી કૃપામાટે તમારા ચરણને ભજું છું. ૮

पठिष्यन्ति ये प्राणिनो दत्तचित्ताः
सदा गोपतौ पालके सात्वतानाम् ॥
शुभं चाष्टकं रक्षकं दुःखहेतो-
र्भविष्यंति ते कृष्णदत्तप्रसादाः ॥ ९ ॥

અર્થ—દુઃખના કારણરૂપ અજ્ઞાનથી બચાવનાર આ પવિત્ર અષ્ટકનો ભકતોનું રક્ષણ કરનાર ગોપપાત એવા શ્રીકૃષ્ણદેવ તેમાં ચિત્ત રાખીને જે પ્રાણીઓ પાઠ કરશે તો તે શ્રીકૃષ્ણ પરમાત્માની કૃપાના પાત્રો થાશે. ૯

॥ ઇતિશ્રીસચ્ચિદાનંદ સ્તોત્ર સંપૂર્ણ ॥

# અથ શ્રી વ્રજ મંડળ સ્તવન પ્રારંભ.

દોહા.

રસિક રસાત્મિક સદ્ગુરૂ,
પદરજકો ધરી શીસ
વ્રજમંડલ વિનતી કરોં,
લિખ મહિમા વારીસ. ૧

છંદ ઊધોર.

સદ્ગુરૂ સુંદર પદરજ સાર,
શિરધર કરહું રસિક ઊચાર,
શ્રી વ્રજમંડલકા કરસ્તવન,
કરતે હોત ચિત ચિદ્દઘન. ૧

મૈથુની માનસી મહદીશ,
કેવલલોં સુકાલકી રીસ,
નિદ્રા લોપકે ઊરમાંહિ,
ક્ષરએ અપર અક્ષર કાંહિ. ૨

યાપર બેહદ અક્ષરાતીત,
સબ શિર શ્યામ અજબ ઊચીત,

પચાત્મિક વિચરિ અનૂંપ,
ખેલે ખેલ બહુત સ્વરૂપ. ૩

વિલસો નિજાનંદ ગુસાંઇ,
બેહદ પરમધામ સુમાંઇ,
વિહરત બ્રહ્મશ્રષ્ટી ઊદાર,
સોખટ દોષ મુક્ત નિહાર. ૪

હૈં ખટ વિશેષણ મયખેલ,
ખટ સરવજ્ઞ અંગ સમેલ,
સોભા ખેલ યુક્તિ અપાર,
બંકે અજબ લોને ધાર. ૫

કરૂણાસિંધુ પૂરણ બ્રહ્મ,
બ્રધ જન પાલ વત્સલ ક્રૂમ,
આએ સ્થાન વ્રજ મહારાજ,
લેસંગ બ્રહ્મ શ્રષ્ટી સાજ. ૬

જાગ્રત કરન રસિકન હુંહે,
બંધન બેહદ અનુંભવરમ હે,
ક્ષર હદ ત્રુકલ દીના બોધ,
હરસ્યા જ્ઞાન જાલમ જોધ, ૭

અક્ષર ધામ બેહદ સાર,
રાયા રાય પરમ ઊદાર,
નિજજન ભચે ભક્તિ પૂર,
તાકા કીન બેહદ નૂર, ૮

બેહદ જોસકા સુખ દીન,
જો રસ અગમ સબસેં પીન,
પાયે સુગમસો વ્રજવાસી,
લીલા પંચાત્મિક પ્રકાસી. ૯

ગ્યારે વરષ બાવન દિન,
ઊત્તમ ખેલ વ્રજમે કિન્હુ,
સો રસ રમ્ય મોહિ કુરાહુ,
જિનિ જીય રંચ અંતર ઠાહુ ૧૦

જય વ્રજચંદ કૃષ્ણ કૃપાલ,
દીજે ભક્તિ મોહિ દયાલ,
જય બલદેવ રસિકન તાજ,
જિસ તુમેં પ્રીય કૃષ્ણસુરાજ ૧૧

કરો મમ વલભ સોવ્રજચંદ,
કાટો મેૈંસલ ધર ભવફંદ,

જય જસદંબ[1] નંદજી તાત,
જીસ તુમેં ઇષ્ટ દોનું ભ્રાત. ૧૨
બંધવ જીુગમ જોડ અનુપ,
તિસરત દેહુ મુજકો ચૂપ,
સિખા શ્રીદાંમ રૂસુબાહુ,
પૂરન કૃષ્ણ પર તુમ ભાહુ. ૧૩
તિસરત દેહુમુજ આશીસ,
પ્રીય રહે કૃષ્ણ વિશ્વા વીશ,
દ્વાદસ રહત દાસ હુજૂર,
પત્રક રકતક આદ સંનુર. ૧૪
જીસ તુમેં પ્રીય નંદાનંદ,
એહિરત દેહુ મુજ આનંદ,
જયજય ગવાલબાલ સમસ્ત,
દેહુ શ્રીકૃષ્ણ ચરણે રત. ૧૫
જય પ્રભુ ભાન કીરતી જાઈ,
રાધે અજબ રૂપ સુહાઈ,
બેહદ નાથ સચ્ચિદાનંદ,
સમૃથ રૂપ શ્રીવ્રજચંદ. ૧૬

---

૧ જસોદાજી માતા.

અર્પહુ ચરન અવિચલ પ્રીત,
ભક્તિ અનીન પૂર ઊચીત,
તુમ બિન અન્યપ્રિય નહીં કોય,
યહુ વરદાન દીજે મોય. ૧૭

જાચું શ્યામ વરવરદાન,
પ્યારે રીઝો રાધે કાન,
રાધા કાંન રૂપ અનૂંપ,
પૂરણ બ્રહ્મ શ્રષ્ટિભૂપ. ૧૮

નહિ તુમ કૃષ્ણ બિચમેં ભેવ,
સેવ હું સદા સમતામેવ,
શ્રી વ્રજચંદ સંગ વિહાર,
રાધે બને તદવત સાર. ૧૯

સબ વ્રજનાર શિરશિરદાર,
દીજે ભક્તિ મોહિ ઊદાર,
સ્યામા સ્યામ જયતિ કિશોર,
બસહુ મહુદ અંતર મોર. ૨૦

લલિતા લલિત જ્ઞાન પ્રકાશ,
શાખા વિસાખા પદ ભાસ,

વિજયા વિજય આનંદરૂપ,
 નંદાનંદ રસકે ચૂપ. ૨૧

ચંદ્રાવલી અદ્દ્ભુત સ્વાંત,
 દરસી હરહુ ભવ દુઃખ દવાંત,
ભાગ ચંદ્ર ચંદ્ર પ્રકાશ,
 ચંપક લતા પૂરન આશ. ૨૨

કરહુ રાઇ પ્રીય વ્રજરાય,
 દે રૂકમાઈ રૂખ સહાય,
ધન ધન કરહુ ધન્ય ધનાઈ,
 વિદ્રૂતા વિદ્રુતાઈ જનાઈ ૨૩

પ્રોગ્તાવલી જ્ઞાન પ્રકાશ,
 શાંતા શાંત ભક્તિ ઊજાસ,
પ્રધન્યા ધન્ય મય ભરપૂર,
 મુકતાવલી મુકત હજૂર ૨૪

સુકતાવલી સુગત પુનીત,
 સુનેના નયન ધ્યાન જમીત,
કિસુવાં કટો કાલ સમાજ,
 ચિત્રાવલી ચિત્ત અગાજ. ૨૫

ભામા ચિત્ર ચિત્ર અનૂપ,
સુનિધા સુનિધ રસકો રૂપ,
સુભ્રમા દીજે બ્રહ્મપદ મોહુ,
કરવર કિશોરી વર છોહુ ૨૬

સ્યામા સ્યામ દરશ દિખાહુ,
શ્યામાવલી હર્ષ અપાહુ,
પદમા પદમપત્ર અપર્સ,
જગમેં રખો કમલા સર્સ. ૨૭

જસુવા જસ ચોપ જનાહુ,
શ્રીપાની સુસ્નેહ પિલાહુ,
જ્ઞાની જ્ઞાન આશ્રીત ઠાહુ,
માંની ધનિપે માન રખાહુ. ૨૮

લક્ષી પૂર સબ અભીલાખ,
મેના વચન સુભ સુદાખ,
ચંદ્રા ચંદ્ર અક્ષ અપાહુ,
રત્ના રત્નમત ઊપજાહુ. ૨૯

કુવલે કુમતી સબ કુમલાહુ,
જય જય જયતિ શબ્દ ફૂલાહુ,

મુદિતા નિજાનંદે ગર્ક,
  કમલા કમલ નેન સુર્ફર્ક. ૩૦

ચંદ્રમણી આદિચાલીસ,
  સહાયક રહો નાંમુ શીસ,
કંડીજ્ઞાન આન ઊપાસ,
  ત્રતીય કર્મ કંડી ભાસ. ૩૧

સહસ્ત્ર ચુમાલી પ્રેમ પ્રચંડ,
  વિહરત ધની સંગ ઘુમંડ,
તાતે તુમરી જીનપે મ્હેર,
  પાવેં સિંધુસમ રસ લહેર. ૩૨

જીસ તુમે વલભ નટવરવેશ,
  તિસમમ ઇષ્ટ કીન હમેશ,
ધન સબ રૂષિ પત્નિ ભાગ,
  પાયે અજબ અંગ સોહાગ. ૩૩

જેસે લગે તુમ પ્રીય કૃષ્ણ,
  તેસે કરહુ વ્હે મુજ પ્રસન,
બ્રહ્મા વિષ્ણુ અરૂ મહાદેવ,
  મહદ ઇશ કેવલ એવ. ૩૪

સુરનર નાગકો દુર્લભ,
  સો વ્રજનારકો સુખલભ્ય,
સો સુખ સુગમ કીજે મોહિ,
  સાદ્રશ્ય કૃષ્ણ મુરતિ હોહિં. ૩૫

ધન બ્રજ ભુમીકા કે ભાગ,
  નટવર ખુલે બેહદ સુહાગ,
ચૌદે લોક તેં જો ભિન્ન,
  મહિ બ્રજવાસ પાવન કીન. ૩૬

જિત અહે બ્રહ્મશ્રષ્ટિ વિલાસ,
  જીનતે અધિક જીવ ખુલાસ,
ઇસ મહિ ઊચિત ગન કરૂ અર્જ,
  નંદાનંદ ભક્તિ ગર્જ. ૩૭

બ્રજજન કૃપાકર સબ દેહુ,
  રાધે કૃષ્ણ ચરન સનેહુ,
સ્થિરચર સકલ વ્રજકે વાસ,
  જો દ્રઢ કૃષ્ણ ચરણ ઊપાસ. ૩૮

સો કરિ કૃપા દ્રષ્ટી અનંત,
  અરપહુ કૃષ્ણ ચરને ખંત

જગપ્રિય કૃષ્ણ બંસી મહાન
  દેમોહે કૃષ્ણ પદ ગુન ગાન. ૩૯
ભક્તિરૂપ વ્રજ સમસ્ત,
  મોમન કૃષ્ણ ચરને મસ્ત,
જય જય કૃષ્ણચંદ્ર કૃપાલ,
  કાટો મરન ઊદભવ સાલ. ૪૦

॥ દોહા ॥

વ્રજ નાયક નિરક્ષર ધની,
  રાધે કૃષ્ણ કૃપાલ,
કરૂં સદા યહુ બીનતી,
  બંધ્ર હુસ્ત તવનાલ. ૧
ફિર ફિર યહુ વર માગહું,
  દેહુ નિજાનંદ ભક્તિ,
સક્તિ રસાત્મિક જામે જગે,
  ઊરજગ જીતન સક્તિ. ૨
શ્રી સચ્ચિદાનંદ પ્રભુ,
  પરમ ધામકે ઇશ,
નખ શિખ તુમ લગની રહે,
  સો દીજે બક્ષીસ. ૩

ઓરન સ્વપ્નેં જાચ હું,
ભક્તિ બિના કોહુ ચીજ,
રામ રસિકકી અરજ એહ,
ધરો નિરક્ષર ધીશ. ૪
યહ સ્તવન વ્રજ વાસકો,
પાઠ કરે જન કોય,
રામ રસિક તાકે હૃદે,
ભક્તિ અવીચલ હોય ૫
ઇતિશ્રી રામ રસિક વિરચિત શ્રીવ્રજ મંડલ
સ્તવન સંપૂર્ણમ્.

---

અથ શ્રી બોધ મંજરી પ્રારંભ-દોહા.

ગુરૂ સન્મુખ આવી કહે,
સુંણતું સુંદર રસિક,
ઊપદેશું તે પાળજે
(તો) ટળસે સઘળી બીક. ૧
॥ છપયછંદ ॥
ક્ષમાવંત મહાધીર,
થઇ મન ધરતી જેવા,

હૃદય તણાં ગંભીર,
  રહો સાગર અસ્મેવા,
રાખો બુદ્ધિ પ્રકાશ,
  તિમર હર રત્ન સ્વરૂપી,
જીભે મીઠી વાણિ,
  ઊચારો અમૃત ચૂપી,
લક્ષણ એવાં રાખો તમે,
  પાળી વચન વિશ્વાસને,
તો ધણી તતક્ષણ આવીને,
  પૂરસે આપણી આશને. ૧
પર અવગુણ વિસારો,
  આપણાં દોષ સંભારો,
પરગુણ રાખો ચિત્ત,
  સ્વે ગુણને ન વિચારો,
સુખ દુઃખ સમ જાણવું,
  કર્યું પોતાનું જાણી,
સુખ ચાહોતો ભલી,
  વાતમાં થઇ રહો બાણી—લક્ષણ ૨

પરમ ધામની ભક્તિ,
  કરો તન મન ધન વચને,
સદગુરૂની મર્યાદ,
  મેલી કાં બીજે પચને,
રસિક રહસ ચિતરાખ,
  પ્યારથી સેવા કરીએ,
પતિવૃતા પણે ભાવ,
  રસાત્મિક મતમાં ધરીએ—લક્ષણુ ૩

હદની મેલો આશા,
  રાખી વિશ્વાસ અલોઠો,
જાંણી સ્વપ્ન સમાન,
  જગતથી રહેતું રૂઠો,
મોતન પલ વીસાર,
  આવે કાં આવ્યો લેખી,
બેહદની રૂસનાઇ,
  અંતરમાં લ્યો અવરેખી—લક્ષણુ ૪

નિરમલ થઇ નિજદાસ,
  અક્ષરાતીત ધણીના,

મેલી વાદ વિવાદ,
  તજી દોષો અવગુણીના,
સમજાવિએં કરી સેલ,
  જ્ઞાન સમજ્યામાં આવે,
જોરાવર થઇ જેલ,
  ન કરીએ બીજે દાવે—લક્ષણ ૫

સદ્‌ગુરૂ સાથે પ્રીત,
  કરો પરમ હેતુ માની,
પાળો વચન પ્રતીત,
  સુભાસુભ ચિતથી ભાંની,
સદ્‌ગુરૂ જેનું નામ,
  અસત્યમાં કદિ ન નાખે,
સત્ય મોટપ દેનાર,
  સર્વે સદ્‌ગુરૂ ભાંખે—લક્ષણ ૬

મનમતે ચાલે કાંઇ,
  આપણું કામ ન સીજે,
સર્વ કાંમ સિદ્ધ થાય,
  સદ્‌ગુરૂ જો મન રીજે,

માટે મોટપ માન,
  કદી ગુરૂથી નવ કરીએ,
લૈએ સુખ અણુપાર,
  સદા સદગુરૂ વચ ધરીએ—લક્ષણુ ૭

સુંદર રસિક સુખદાઇ,
  રહુસ્ય એવું રહો પાલી,
સદ્ગુરૂને સન્મુખ રહો,
  કદી જાસોમાં ખાલી,
મહુદ રસાત્મિક માર્ગ,
  ચાલે તેમાં થઇ સાચો,
જગત જાળનો સોચ,
  કરે મન સાને કાચો.—લક્ષણુ ૮

ઇતિશ્રી બોધ મંજરી સંપૂર્ણ.

પછે રસિકજનોએ શ્રી અક્ષરાતીત અંકીત છાપે કરી અંગ ઉપર ઇગ્યાર ઠેકાણે તિલક કરવું મંત્ર કહી ઇગ્યાર ઠેકાણે ઇષ્ટ આવેશ તથા બારમું ધ્યાન શ્રી અક્ષરાતીત પંચાત્મિકનું ચિંતવન કરવું.

અથ તિલકના શબ્દ.

તં તિલક શ્રી નિરક્ષર,
પારસ્વે દ્વૈ યુગલ સ્વરૂપ,
રસાત્મિક લિલાટ પટલે,
નાભી તુલસી પ્રયાત્મિક,
હૃદયેશ્રી વિરહાત્મિકબર,
કંઠે વિહારાત્મિક વિશુદ્ધ,
પશ્ચિમેશ્રી સચ્ચિદાનંદ,
સ્કંધેશ્રી પુરન પુરૂષોત્તમ,
વામ બાહે પરમધામ,
દક્ષને શ્રી અક્ષરાતીત,
ધ્યાન યુક્તો પંચાત્મિક,
દ્વાદસ તિલકેતિ પઠેત્ ॥ ૧ ॥

અથ રાગ કાફી.

ગમ સબ ચીજકી હોત,
રસાત્મિક શરનમેં આહો,
ગમ સબ ચીજકી હોત, ॥ ટેક ॥
ક્ષર અક્ષર નિરક્ષર ગતી બેહદકા,
સહેજમેં ભેદ ઊદયોત. રસાત્મિક ૧

**મતમત મુકત કરતલ મહ્ દરસત,**
**જીનકા જેસા પોત. રસાત્મિક ૨**

**સબવિધ સંસય નિવૃત હોઇ વરતે,**
**જયુ અંધકારમેં જોત. રસાત્મિક ૩**

**સુંદર રસિક રસાત્મિક આસરે,**
**અહો ભએ નિરક્ષર ગોત. રસા૦ ૪**



૧. તિલક કરીં પછે માળા ફેરવવી પ્રથમ સદગુરૂના નામની નજર આડી અવરી ન કરવી અને ધ્યાનમાં સદગુરૂ સ્વરૂપ લેવું, કોઈ વખત કથા મંડલે બિરાજીત સતગુરૂનાં દર્શન કર્યાં હોય તે ટાણાનું ચિંતવન અથવા સેવા કે સુમ્રણ સમયની યુક્તિ ધ્યાનમાં લેતાં લેતાં માળા ફેરવવી.

૨. પછે નિજાનંદ મંત્ર એટલે ગુરૂ મંત્રની માળા ફેરવવી તે વખતે ઠાકોરજીનાં ચરણારવિંદ સોળ ચિન્હ સહિત છે તેનું ચિંતવન કરવું અને એક એક ચિન્હનું ધ્યાન લઈ એક માળા ફેરવવી પછી બીજી માળા ફેરવતાં બીજા ચિન્હ ઉપર ધ્યાન ધરવું એમ નિત્ય

પ્રતિ યાદ રાખવું કે આ ચિન્હનું મારે ધ્યાન ધરવા પછી બીજા ચિન્હનું ધરવું છે એમ આગલ થયેલાં ધ્યાન ને ભુલી ન જવા પૂરણ રીતે સ્મરણ શક્તિ રાખવી ને તે ચિન્હનાં ધ્યાનના ફળ માટે ચરન ચિન્હ મહાત્મ્ય, ગ્રંથનુ શ્રવણ કરવો.

અથ ચરન ચિન્હ નામ. દોહા.

પંકજ અંકુશ જંબુફલ,
સ્વસ્તિક જવ ખટકોન,
ધ્વજા વજ્ર અસ્ટકોનહે,
ઉર્ધ્વ રેખ સુખ ભોન. ૧

વીસવસા પંચ પેરવે,
પંચસુ ચક્ર સ્વરૂપ,
દચ્છીન પદ ચિંત્વનવ્હે,
રાખહુ હૃદય અનૂંપ. ૨

મચ્છ કલસઅમી વ્યોમવર,
ત્રિકોન ગૌપદ ભાય,
ધનુંષ અર્ધશશિ મુદિત અતિ,
ઊર્ધ્વ રેખ સુખદાય. ૩

**વિસ વસા પંચપેરવે,**
**પંચ ચક્ર આકાર,**
**ધરત ધ્યાન પદ વામકો,**
**મંગલ મોદ અપાર.** ૪

ઉપર લખેલ દોહા ચાર મુખાગ્રે કરી લેવા અને તેનો પાઠ કરવો રસોઇ તૈયાર થાય ત્યારે તુલસી-પત્ર લઇ ભોગ ધરાવીને જમવું પણ તે રસોઈની સામગ્રી ચાલીસ દોષવિનાની લેવી તથા ભગવદ વિમુખ ચીજ ત્યાગવી તેની વિધી.

ગંધેલી ૧ પ્યાજ ૨ લસણ ૩ કારીગો ૪ ગાંજો ૫ ભાંગ ૬ તમાકુ ૭ ચરસ ૮ માજમ ૯ માંસ ૧૦ મદિરા ૧૧ જુગાર ૧૨ ચોરી ૧૩ દારી ૧૪ આદિ વરજીત વસ્તુ જેમાં દુર્ગંધી કે જીવહિંસક કારણ હોવાથી સંદશાસ્ત્રે જે ના કહી છે તેથી ત્યાગ પણેં રેવું. તે ભક્તિયોગમાં ત્યાગી પુરૂષ જાણવા.

૨ અથ ચાલીસ દોષ નિર્ણય .૬.

કોઈ બીજાનેં આપે તે ૧ મરનારના ઘરનું બાર દીવસ સુધી ૨ અમાવાસ્યાનું દાંન ૩ વ્યતિપાત

યોગનું ૪ હોમનું ૫ સતિનું દ્રવ્ય ૬ પુત્ર જન્મનું ૭ દંડનું ૮ ગ્રહણનું ૯ રણ ચડ્યાનું ૧૦ કોઇને માટે કલ્પિ રાખેલું ૧૧ અન્ય દેવને ચડાવેલું ૧૨ વિવાહનું ૧૩ વિણનોતરયું ૧૪ કંકણ બાંધેલનું ૧૫ તુલા દાનનું ૧૬ ઘોર કરેલું ૧૭ માન વગરનું ૧૮ આમાનનું ૧૯ કોઈનું પણ ખોટેલું ૨૦ નિંદિત કર્મનું ૨૧ નિંદકનું ૨૨ નીચ જાતિનું ૨૩ ભોપાનું ૨૪ વળગાર નિમિત્તનું ૨૫ મ્લેચ્છ દેવને ધરાવેલું ૨૬ અવિશ્વાસીનું ૨૭ ગુરૂદ્રોહીનું ૨૮ દુષ્ટીનું ૨૯ કોઢીનું ૩૦ અધિર ઉપાશીનું ૩૧ સૂતકીનું ૩૨ પિતૃનું ૩૩ ત્રિપંડી આદીનું ૩૪ અતિ દુખીઆનું ૩૫ ખોરડાના ભર્યાનું ૩૬ શ્રાદ્ધનું ૩૭ વિણઉપાસીના હાથનું ૩૮ સીમંતનું ૩૯ પુનર્લગ્નનું ૪૦ એ પ્રમાણે આ ચાલીસ દોષની વસ્તુના ત્યાગપણાને પુષ્ટી આપનાર રામાનંદજીએ કબીરજી પ્રતે ચાલીસ દોષ નિરણેના નવદોહા કર્યા છે તે નીચે મુજબ.

દોહા.

ખ્યાઇ પિરોજણ કાલટો,<br>
હોમ કનાગત ખાય,

વિતીપાત ઊમાવાસ ગ્રહુન,
  તુલાદાન મુખમાંય                    ૧
સતિ દ્રવ્ય સુત જન્મકો,
  નોતન વિદ્દૃષ વિવાહુ,
કંકનકો રન ચઢનકો,
  હુરિજન લેતન તાહુ.                    ૨
ચઢ્યો ઊતર્યો અનદેવકો,
  વાર ફેર દીયો દાંન,
મૂલ સ્વાતી કાંતિકો,
  લેતન દાન આમાન.                    ૩
કુલપ્યો કુંઆરી હાથકો,
  ઊચીષ્ટ અમાન અનોત,
અનન હોય અનું રકતહે,
  લહેજાય ભક્તિકી ખોજ.                    ૪
નિંદ્યો નિંદક નીચ અન,
  ભુવાકા ભૂત ફરેસ,
પીર શીરણી ખાયકર,
  ખોવે સુખરત લેત.                    ૫

ના વિશ્વાસી ગુરૂવિમુખ,
  દૃષ્ટિ કુદૃષ્ટિ પ્રેતન,
અધિર ઊપાસી કષ્ટિકો,
  લેતન કબહું અન. ૬

સદા પ્રેત ઇનમે વસે,
  જો કોહુ ઇનહીં લેત,
ભિષ્ટ બુદ્ધિ હોઇ ભજનમેં,
  કબહુન પાવે ચેત. ૭

સુંનો વિચિક્ષન એહ કહે,
  અપલછન ચાલીસ,
ઇનહી છોડ પગ ધારહીં,
  સો પાવહી પદ ઇશ. ૮

જેસેં કાંજી દૂધમેં,
  પરે બુંદ એક આએ,
યું હરિ વિમુખ કે અનસેં,
  સહેજેં ભક્તિ વિલાએ. ૯
ઇતિ રામાનંદ વચન સાંખવાસ્તે.

એટલે ચાલીસ દોષની વસ્તુ ત્યાગવી. તે ઉપ-

રાંત ઉત્તમ વસ્તુ સ્વચ્છતાઇથી સામગ્રી તૈઆર કરવી રસોઈ તૈયાર થાય ત્યારે પિરસાવી તુલસીપત્ર નાખી થાળ ધરાવવો.

અથ થાળનો પદ.

આરોગો શ્રીજી અક્ષરાતીત,
કહે છે રસિક મળી,
ભોગ સામગ્રી ભુક્તા અમીત,
રસિકુને ભાવે ભળી— ટોક
આપો છો તેનું અરપી રસિક,
કણીકા લેવાને ઇચ્છે,
જેણે થાએ પરમ ધામ નજીક,
માટે તે રસિક વંછે— આરોગો ૧
સંકલ્પી ઘણી સૂરત તમારી,
ન્હાતે સખ્યુને સંગે,
નવરાવી ધરી તિલક સુગંધ,
રંગ ભૂષણુ વસન અંગે—આરોગો ૨
પધરાવી ભોગાસને ભાંણે,
કલસ ભરી જલના,

પિરસી છ રસ ચાર વિધીના,
ભોજન વ્યંજન અલનાં—આરોગો ૩
ધુન જય બોલીને જમ્યા મહારાજ,
કૌળે કળા સંપજે,
પરસ્પર લીએ સખીઉને સ્યામ,
આનંદની બુંબવજે— આરોગો ૪
જલ આચ્મનને મુખવાસ,
દઇ લઇને કણીકા,
મન પામ્યું પરમ હુલાસ,
સુંણી શ્રવણે ભણકા.—આરોગો ૫
રસાત્મિક શ્રી સદગુરૂ વાચ,
સુંદર શરણાંગત છે,
જય શ્રી સચ્ચિદાનંદ પરમધામ,
ધણી મારે એ મત છે—આરોગો ૬

એ પ્રમાણે થાળ ગાઈ તુલસીપત્ર ન હોય તો તુલસીનો હીરો કંઠ હોય જેથી હથેડીમાં પાણી લઈ તે જલમાં તુલસીનાં હીરાનો પરસ કરાવી તે તુલસી જલ થારને ચોતરફ અરઘા દઇને થાળમાં તુલસી જલ નાખવું.

એટલે મહાપ્રસાદ થયો. એ અક્ષરાતીત બેહદ ભગવતની જુઠન કણીકા પરમધામની પ્રાપ્તિની દાતાર જાણવી. તે પ્રસાદના પ્રતાપેં સર્વ પાપથી મુક્ત થવાએ છે. અને અંતઃકરણ જે મન ચિત્ત બુદ્ધિ અને સ્વભાવ એવા જે ચાર અંતઃકરણ પરમ પવિત્ર થાય માટે નિત્ય નિયમ સહિત જે પ્રસાદ જમે છે તેને ઉત્તમ રસિકજન જાણવો તેમ વસ્ત્ર કે ભૂષણ પણ નવા શીવરાવવા કે લેવા કે ઘડાવવા તે પણ મંત્રે કરી માનસી ભાવે ઈષ્ટદેવને ધરાવીને અંગમાથે લેવા.

ઉપરાંત કોઈ વેળા અલપ વસ્તુ ફલ મેવા જેવી કંઈ વસ્તુ હાથે આવી અને વાસણ કે પાણી કે નિવૃતિ ન હોય તો એક શ્લોકનો ઉચાર કરી ઇષ્ટ દેવની ચિંત્વન કરી ધરાવી લેવાએ છે તો પણ પ્રસાદ થયો એમ કરી ખાવી યાને વાપરવી.

ભોગધરાવવાનો મંત્ર.

**નૈવેદ્યં ફલ પકવાન્નમ્,**
**યથા શકત્યર્પયામિ તે,**

**દત્તમુચ્છિષ્ટં પવિત્રં મે,**
**અમૃતં યત્પ્રગીયતે. ૧**

**અર્થ**—ફલ અથવા પકવાન વિગેરે નૈવેદ્ય યથાશક્તિ હું તમોને અર્પણ કરૂં છું તેનું ઉચ્છિષ્ટ જે અમૃતરૂપ કહેવાય છે તે મને આપો. ૧

પ્રસાદ માહાત્મ્ય શ્લોક.

**અર્પયિત્વા પ્રસાદં વૈ,**
**કૃષ્ણાય પરમાત્મને,**
**ભુઞ્જન્તિ યે તદુચ્છિષ્ટં,**
**તેષાં બુદ્ધિસ્તુ નિર્મલા. ૨**

**અર્થ**—જે મનુષ્યો કૃષ્ણ પરમાત્માને સામગ્રી અર્પણ કરીને તેનું ઉચ્છિષ્ટ જે પ્રસાદ ખાય છે તેઓની બુદ્ધિ નિર્મલ થાય છે.

ચરણામૃત માહાત્મ્ય શ્લોક.

**પાંચજન્યે સ્થિતં તોયં,**
**ભ્રામિતં માધવોપરિ,**
**વિશ્વતીર્થાત્મકં પેયં,**
**નૃભિસ્તે ચરણામૃતં. ૩**

**અર્થ**—પાંચજન્ય એટલે કે શંખ તેમાં રહેલું જલ તેથી ભગવત સ્વરૂપને અર્ઘા ઉતરાયેલું જે જલ તે કહેવાય ચરણામૃત તે કેવું છે કે સમગ્ર તીર્થરૂપ તમારૂં ચરણામૃત મનુષ્યોએ પીવું જોઇએ. ૩

શ્લોક.

**તીર્થાનાં સાર્ધતિસૃણાં,**
**કોટીનાં ભુવનત્રયે,**
**તત્ ફલં લભતે શશ્વત,**
**કેશવાંઘ્રિજલં પિબેત.** ૪

**અર્થ**—ભગવાનના ચરણામૃતનું પાન કરનારને આ પ્રથ્વી ઉપર સાડા ત્રણ ક્રોડ તીર્થ છે તે સર્વ સ્થળનું ચરણામૃત પાન કરવાનું જે ફળ મળે છે તે ફળ ભગવાનના ચરણામૃત પીનારને મળે છે. ૪

દોહા.

**મહા પ્રસાદકી કનકાકો,**
**પાવહી જડ પશુ જંત,**
**અલ્પકાલે સોઈ નરતન,**
**મિલઇ સો લચ્છન સંત.** ૧

ભગવદ સેવા રસિક સંગ,
પરે સકલ વિધ ભોગ,
ચરણામૃત મહાપ્રસાદકો.
એસો મહાત્મ અમોઘ. ૨

વસ્ત્ર તથા આભૂષણ અર્પણ મંત્ર.

શ્લોક.

અર્પ્યતેદં મયા નાથ,
વસનં ભૂષણં તથા,
ઊરીકૃતાર્પિતં મેડઘ,
ધારણાત્સફલા જનિ: ૧

**અર્થ**—હે નાથ હું વસ્ત્ર અથવા આભૂષણ આપને અર્પાણ કરૂં છઊં. ઊરીકૃતાર્પિતં એટલે કે પ્રથમ તમને ધરાવી પછે જે ઉતરેલું એવું તે પ્રસાદીરૂપ તે અમે અમારે અંગે ધારણ કરીએ તો અમારો જન્મ સફલ થાય. ૧

માલા અર્પણ મંત્ર શ્લોક.

તુલસી કાષ્ટસંભૂતા,
વૈષ્ણવપ્રિયમાલિકા,

કંઠે ત્વાં ધારયામ્યદ્ય,
કુરૂ માં કૃષ્ણવલ્લભં. ૨

હીરો અર્પણ શ્લોક.

તુલસીકાષ્ટસંભૂતં,
હીરકં ભક્તવત્સલં,
કંઠે બધ્ધામિ મે ચાદ્ય,
કુરૂ માં કૃષ્ણ વલ્લભં. ૩

ચંદન ધરાવવાનો મંત્ર શ્લોક.

સુગંધિ ચંદનં પ્રેમ્ણા.
સ્વર્પિતં [૧]ચોરરીકુરૂ,
પુનર્દાસાય દેહિ ત્વં
લેપનાત્સફલાજનિ: ૪

ફુલ ધરાવવાનો શ્લોક.

પુષ્પમાલાં ચાર્પયામિ.
કુરૂષ્વાંગીકૃતાં પ્રભો
ત્વં ધૃતામર્પયિત્વા મે.
માનુષ્યં સાર્થકં કુરૂ ૫

---

૧ ચ. ઉરરીકુરૂ-એટલે. સ્વીકારો,

માહાત્મ્ય દોહા.

**પુષ્પહારયો અરપીકે,**
**લેઊચીષ્ટ જેહિદાસ.**
**તાકી ત્રિભુવનકે મહી,**
**પ્રગટે અતી સુવાસ. ૧**

પછું જો [1]ફારકત દાવો હોય તો શાસ્ત્ર લખવા અથવા વાંચવા શિખવા કિંવા કોઈ અધિકારીને શાસ્ત્ર તથા કીર્તન પદ લખી દેવા. થાને શિખાડવા તથા જ્ઞાન ચરચા વારતા માલા મંત્રમય સમય સુધારવો પણ કોઈ વિમુખ સંગ કે વારતા કરવી નહીં તેમ ભક્તિ વિમુખ સંગ કે વારતા કરવી નહીં તેમ તેવી વાતો સાંભળવી પણ નહીં માત્ર સદ પુરૂષાર્થ કરતાં જન્મ સફલ કરવો અવસ્થા પરલોક સુખ સંબંધી સાધના કરતાં દિવસ ગુજરે એવા મનોરથ આશા રાખવી તેમાં આળસ તથા અઘોર નિંદ્રા તથા અન આસરો એ ઈષ્ટ દેવની રીજમાં વિઘ્નરૂપ છે તેથી હમેશાં સાવચેત રહી ટેક આતૂરતામય રહી ભજનાનં-

---

૧ લાગવગીવાળો,

દનો લાભ લેવો બીજા રસિકજન જે સંસારદાવે હોય, તેણે જગત સંબંધી ઉત્તમ ઉદ્યોગ કરવો, પણ તે ધંધો રોજગાર નિર્દોષ નિરહિંસીક નિષ્કપટીપણાનો કરવો, અને તેવા ઉત્તમ ઉદ્યોગથી જે પ્રારબ્ધજોગે લાભ થાય, તેઉપર સંતોષ રાખવો, અને ચિત્તમાં શ્રીપરમધામ પદને પામવાની ચિંતા રાખવી, જેથી અંતે પ્રાપ્તિ માર્ગમાં ઝોલે ન પડીએ કારણકે, મનુષ્ય-દેહ અમૂલ્ય છે, અને દુર્લભ છે તે વળી ક્ષણભંગુર છે. તેનો લાભ ન લેવાય તો ચોર્‌યાસી લાખ જાતના અવતાર તથા નરકનાં દુઃખ, પ્રેતાદિક યોનીનાં દુઃખ, અપાર છે, તેમાંથી છુટવાનો ઉપાય જ્ઞાન અને ભક્તિ આદિક સાધન સિદ્ધ થવાથી સત્, ચૈતન, આનંદ, અદ્વૈત, અમલ, પ્રકાશ. એવા છ વિશેષણી સુખનાં ભાગી થવા માટે તે સ્વાર્થે લાગા વળગા રહેવું તેનું નામ ધર્મ, અને તે ધર્મની સફલતા માટે રસિક સદ્દગુરૂ તથા અક્ષરાતીત, એવા જે ઈષ્ટદેવ, તે પ્રત્યે મને વચને, કર્મે, દાન, માન, સેવા અધિકારે રહેવું.

પછે દિવસ આથમવા આવે ત્યારે પૂરવ ગોડી આરતી ધુન, સદગુરૂની સ્તુતિ યુગલકીશોર શ્રૃંગાર

વિહારાત્મિકનું ધ્યાન સેવા શબ્દ, તથા રસાત્મિક મંજરી. કૃષ્ણ સમર્થ મંજરી. ત્રણપદ. પરિક્રમા દંડવત, પંચ સંસ્કાર, અનન્યાશ્રિતપદ. અરજી પોછણીઆં, આદિક સુધી સપ્રેમ નિત્ય નિયમથી કરવા.

અથ રાગ પૂરવી.

પૂરવકે ભાગ વારીરે
  પૂરવકે ભાગ,
બેહુદ ખુલે જાકે
  પૂરવકે ભાગ, દોઢ
રસાત્મિક સંસ્કારી
  બહુજન્મ જાગ
સાત્વિક શ્રદ્ધામે ઘેરેરે
  અનુભવ સ્વાગ, —બેહદ ૧
તાકું શ્રી રસાત્મિક.
  સતગુરૂ વાગ.
પરભાવ ભક્તિરસરી.
  જાગે અનુંરાગ. —બેહદ ૨
જાબલ શ્રી પરમધામ.
  પંચાત્મિક પ્રાગ.

હૃદય કમલ માંહીરે-
પાવે સુરતી લાગ. —બેહદ ૩
સુંદર રસિક રંગ
નખ શિખ પાગ.
મસ્ત ભઈ બેલું રેલુંરે.
રેલેજચુંરે ફાગ.—બેહદ ॥ ૪ ॥ શ્રી ॥

રાગ પુરવી પદ ૨.

મારેતો શરણુંરે સાચુ.
લાડલીજી તમારો,
કરોકાજ રહેલાજરે
મિટે દુખ ભારો,—મારેતો ટોટ
એ દુખનિધીમાં દૂબતાંરે
મૂને તુરત તારો,
ત્રેહ દુખ દાહેં બરતારે.
ભક્તિ જ્ઞાને ચાડો—મારેતો ૧
[1]વેરુંમાંએ વીટચોરે.
મુનેરે ઊગારો,

---

૧ કામક્રોધાદ્રી.

બિગડયું કારજ મારૂંરે.
  તુરત સુધારો—મારેતો ૨
સુંદર રસિક નિત્યરે.
  કરેછે ચેતારો,
કાંને કરી કાંનકરોરે.
  જાએછે જમારો,—મારેતો ॥ ૩ ॥

રાગ પુરવી પદ ૩.

લાડલીજી વ્હેલાથાઓ વારૂરે ॥
  વારમા લગાડો.
ભૂલોમાભલાથઈ વાતરે,
  ચિતમાંએ ચાડો,—લાડલી ટેક
પોતાના પક્ષવારારે તેમાં,
  સું લેઓછો જાડો.
થાય કામ તેમાંરે,
  ચાંએત જગાડો. લાડલી ૧
પહેલું કાંમ ચીંધ્યુ કરોરે,
  મેલીને પવાડો,
પછે કરો પૂરણ નીલુંરે,
  રસિકું નો વાડો—લાડલી ૨

સુંદર રસિકનું ચિતવ્યુંરે,
  પૂરણ પમાડો,
ઠેલો પાછું મારે માથેથીરે,
  સંકટ નોધાડો,—લાડલી  ૩

ઇતિ ત્રણપદ પૂરવના.
સાખી ગોડીની.

ગૌરી વ્રજમેં સ્વાગની.
  શ્રીભૃખુભાન કુમાર,
ગાયક નિત ગાયો કરે,
  પર્યો તુમારે દ્વાર,  ૧

દ્વાર પર્યો ગાયકગયે.
  ચહે મોજ સો દેહુ,
કરૂણા કરકે શ્યામની
  જન આપનાં કરલેહુરે,  ૨

નિજજન આપનાં કરલહો.
  કરૂણાં કર કરૂનાલ
મેરી પ્રતંગ્ના રાખહુ,
  રાધે પર્મ દયાલરે,  ૩

પ્યારી પરમદયાલવ્હે,
કીજેં મેરે કાજ.
મે શરનાગત રાવરો.
તુમકર મેરી લાજરે ૪

લજ્જામેરીતુમ રખો.
રાધે કરો સહાય.
કારજ મેરા કીજીએ.
નિરક્ષર રાયા રાયરે. ૫

નિરક્ષર રાયા રાયેજી.
મેરે કાજ સૂધાર,
વિખમ જમાનેમે પર્યો
અબ તુમપે ઈતબારરે ૬

અરજી સુંદર રસિકકી.
ધરો ધનીજી કાન
મ્હેર કરી મોહે દીજીએ,
ભક્તિ અભેપદ દાનરે ૭

બેર બેર વર માગહું,
દીજે સો દાતાર

ભક્તિ રાવરે ચરનકી,
  સોબત રસિક અપારરે                ૮

રાગ માલવ ગોડી પેલી.

કહા વસવો ફનાકે મકાનકો,
  બિન દાંમ કસ્ટકા ઓધરી,
દામે પાવે સંસ્રતસોગરી,
  જામે ચિતવન હોઈનાં ધાંમકો.—દા૦
ક્ષિન્ન ક્ષિન્ન આરબલ કટત કાલગુન,
  સટત વચન મન કાયરી,
સંચિત પ્રારબ્ધ ક્રિયમાણ મિલ
  રલ સમ વિખમમે આરી,—કહાવ-
                         સવો ૧
મૈથુની માનસી મહદ ઈશ કેવલ
  ઈતનેં લોં ફનાકો મકાનરી,
જામે હુકમ શિરકાલકા એરી,
તામે કહા સુખ વિશ્રામરી,—કહાવસવો ર
સ્વલ્પિક મિશ્રીત અક્ષર હેં પરી,
  હદ બંદકા બડા કસ્ટરી.

અન મંડલે સ્વમંડલતેં,
જાનન પાવે સુન અત શ્રેષ્ટરી—કહાવસવો ૩
શ્રીઅક્ષરાતીત બેહદ પંચાત્મિક,
જામેન હદ ફુંના દોહુરી,
સુંદર રસિક કદ પાએંગે,
એસો અજબ દેસકો છોહરી—કહાવસવો ૪
અથરાગ ગોડી.
બેહદ મતાહે તુંમારા
સાહેબ બેહદ મતાહે તુંમારા
નવમત વાદી હદકે સ્વાદી,
સમજેનાં બેહદ સંમારા—સાહેબ દોઠ
અપ અપનાં મત સબ કહેંબેહદ,
પરીનાં બેહદ કી કુંચી
આત અકલમે નુકલ વચનું બલ,
જાંનત નિજ ગતી ઉંચી—સાહેબ ૧
પરી બેહદ તોલ નાંહી અકલમે,
જો બુહદ કહે યાહી
પંચાત્મિક ખટ સર્વજ્ઞ વિશેષણ,
ખટદસ દિસેં જો અથાહી—સાહેબ ૨

સોસરા સમજ પાઠમે. પૂરણ,
શ્રીગિરધરવર તુમસે,
અબના દિજે મન માંને હંમારા
રાતા બેહદ સંમજસે, સાહેબ ૩
સુંદર રસિક શિર છકાહે તુમારા,
લોક વેદ સબ જાંને,
અબરખો લાજ કાજ સબ સારો,
દૂજેનાં મુનમાંને, સાહેબ ૪

ગોડી રાગ ત્રીજી.

સંગ સદારે સુહાગી શાંમડા,
લાડલીજી ભરે અજબ સુહાગરી,
જોનિત્ય સુમરે તાકે બડ ભાગરી,
સંગ સદારે સુહાગી સાંમડા,— ટેક
છબી તેજ કરૂના રંગ સુગંધરી,
વિચીત્રની લછન રતિ પ્રાગરી,
જીવ ઇસ કેવલ સ્વછીક મિશ્રીતલગ,
ઊપમાન પાવે લાગરી, –સંગ ૧
સમૃથમે સમૃથ મહાન.
કહા બરનો ઊક્તિ અતાગરી,

મેં મતી મંદ બિદ પોચનાં,
  કયું કરું શિંધ્રૂ વિભાગરી,—સંગ ૨
સુંદર રસિક ગાએ વ્રજ ગોરીન ગુન,
  ચહે મોજ સુખ માગીરી,
દેહુ કરુણા કરી લાડલીજી,
  કરકે સ્વહેતમેં સુજાગરી,—સંગ ૩

ગોડી ચોથી.

ધનીજીરે હુઉંમેં તુંમારી,
  અહો શ્રી ધનીજીરે હુઉંમેં તુંમારી,
સામાન્યા સમ નજાંનોપ્યારે,
  મેં પતિવ્રતા. નારી—દોઠ
બ્રહ્મ ઔંકાર નિદ્રાલોપ માયા,
  આદક્ષર શ્રષ્ટીરે સારી,
તિનમેં સ્પપ્ને ધ્યાઊં નંઈ કિંનકું,
  સહુ જોમેં સંકટ ભારી,—અહો. ૧
તિનપર સ્વછીક મિશ્રીત અક્ષર
  તહાસેંન હુમરી યારી,
શ્રી અક્ષરાતીત પૂરણ પંચાત્મિક.
  ઈસ ધનીવટ મેં ધારી.—અહો. ૨

વચન વચન કી પારખહે સુજે,
  અપનાં વચન સંભારી,
લહું શિરધાર ચલહું નિરક્ષર મગ,
  અન વચ દેહું દૂરદારી—અહો. ૩
સુંદર રસિક શિર સકલ શિરોમની,
  શ્રીઅક્ષરાતીત વિહારી,
મમશિર સુહાગ સદા ધની તુંમરા,
  લજા રાખો હુંમારી,—અહો. ૪

॥ આરતી ॥ પેલી.

આરતી કરત રસિક જન વૃંદા,
  જયજય શ્રી નિરક્ષર સચ્ચિદાનંદા આ. ટોક
શ્રીપરમધામ સભાસન અનતે,
  હોતહેં આરતી ખેલ અગનતે, આ. ૧
યુગલકિશોર તખત પર રાજે,
  ચૌંઓાર અલીગન મંગલ દ્રવ સાજે, આ.
ધૂપદીપાવલે આરતી ઊતારે,
  બહુ રંગ સુગંધ ઉડાવે ઉચારે, આ. ૩.
જય જય વાજંત્ર વિચિત્ર વજાવે,
  નૃતગાન તાન સંગીત મિલાવે, આ. ૪

ચંમર વિજન હરે છડી છત્ર લેજા,
પરમ નૂરકા ફરકત નેજા. આ. ૫

ચૌંઓર નકીબ પ્રસંસે પ્રથ બાહેર,
કરે શરણાગત પ્રનિતકી જાહેર, આ. ૬

બહુ વિધ મુકતા પુષ્પે વધાવે,
નૂરજલ અરધા ઊતારે છરકાવે આ. ૭

સીકર પરત નૂર તન જાગે,
સુંદર રસિક વહા સીકર માગે, આ. ૮

આરતી બીજી.

આરતી ષોડસ સ્વરૂપકી હાવે,
જોશ્રી રસાત્મિક ડગરમેં આવે, આ. ટેક

પુરવે લલિતા રાઈ શ્રીસ્યામ સ્યામા,
લાલ વસન ભુષણ સરાજામા, આ. ૧

દક્ષણે વિશાખા ચંદ્રભાગા સ્યામસ્યામા,
નીલવસન ભુષણ સરાજામા, આ. ૨

પશ્ચિમે નંદા ચંદ્રાવલી સ્યામ સ્યામા,
પીત વસન ભુષણ સરાજામા, આ. ૩

ઊતરે વિજીઆ રૂકમાઈ સ્યામસ્યામા,
  સ્વેત વસન ભુષણ સરાજામા, આ. ૪
ચૌંગમે આરતી ચૌં સરાજામા,
  સુંદર રસિક દાયેક પરમાધામા, આ. ૫

આરતી ત્રીજી.

આરતી શ્રી સચ્ચિદાનંદ નિરક્ષરકી,
  ક્ષર અક્ષર પર બેહદ ઘરકી આ. ટેક
પેલીઆરતી સદ્ગુરૂ વચના,
  સુનગુનહૃદે કઠંઈ રચનાં, આ. ૧
દૂસરી આરતી અનુભવ માંહી,
  જાડી સુરતી સ્વરૂપકે પાહી, આ. ૨
તીસરી આરતી મ્હેલ મ્હેલ ખેલા,
  અહર્નિશ સુરતી કરતહેં મેલા આ. ૩
ચોથી આરતી ચોઆત્મિક ભાષા,
  દસ દિસ દરસત બેહદ તમાસા આ. ૪
પંચમી આરતી બ્રેહ્યાત્મિક ચીની,
  સુદર રસિક હૃદયેલિખ લીની. આ. ૫

આરતી ચોથી.

આરતી શ્રી અક્ષરાતીત ગુસાંઈ,
કરત રસિક તન મન વચમાંહી, આ. ટેક
બ્રહ્મા વિષ્ણુ મહેશ મહાદેવ,
નારાયણ આદિ કરત હું સેવ, આ. ૧
આગમ નિગમ પુરાણીનજાંને,
તુમરે અલૌકીક બેહદ જ્ઞાને, આ. ૨
નવમત વાદીસે અગમ અથાહો,
સુગમસો સમજે રસાત્મિક રાહો. આ. ૩
સુંદર રસિક મિલે સદગુરૂ સ્યામ,
ગિરધર ધરન દાયેક પરમધામ આ. ૪

અથ ધુનનાં પદ.

ધુનગરજ રહે જબ કરૂના કરો,
કરૂના કરો શ્રીજી કરૂના કરો, ધુન. ટેક
શ્રી અક્ષરાતીત પરમધામધની,
મુજે હે તુમારો અવલ આશરો, ધુન. ૧
ક્ષર અક્ષરંપર બેહદ વિહારી,
પૂરણ પંચાત્મિક બેહદ ખરો, ધુન. ૨

જીવઈશ કૈવલ સ્વલ્લીક મિશ્રીત,
પાર નિજાનંદ પદ આકરો, ધુન. ૩
શ્રીમત રસાત્મિક સદ્‌ગુરૂ વચને,
અહોમેં તહાં વિચ મેટો અંતરો, ધુન. ૪
સુંદર રસિક શિર કરૂણા કીજે,
તૂં મેરો સુખ યોંઊચરો, ધુન. ૫

ધુંન. પદ ૨.

સબ સુમૂનકે શિરકેમની,
જયશ્રી સચ્ચિદાનંદ પરમધામધનીરે, સબ. ટોઢ
હેજી સબધરમનમેં ધરમગરીષ્ટ,
સબ નામનમેં નામ વરીષ્ટ. સબ. ૧
હેજી સબ તત્વનમેં તત્વહે સાર,
સબ અરથનમેં અરથ અપાર, સબ. ૨
હેજી સબ દેવનકે દેવશિર તાજ,
સબ મહારાજાંકે મહારાજ, સબ. ૩
હેજી તીરથુંમેંપ્રાગ પ્રાગમેંપ્રાગરાજ,
ઊત્તમરસિકુંકે સારન કાજ, સબ. ૪

હેજી સબધામનપર શ્રીપરમધામ,
સબ વિશ્રામુકે વિશ્રામ, સબ. ૫
હેજી ખટચાર અષ્ટદસ સકહીન જાન,
સબ ભગવાનુકે ભગવાન, સબ. ૬
હેજી ઊત્તમ રસિક જન જીવન પ્રાન,
સબ કિલ્યાનુકે કિલ્યાન, સબ. ૭
હેજી શ્રીમત રસાત્મિક સદગુરૂ દાત,
સુંદર રસિક હિએ રહોદિનરાત, સબ.

ધુંન. પદ ૩.

જયજયશ્રી મંગલ રૂપ મહારાજ,
રસિકુંકે સકલ સુધારન કાજ, જય. ટેક
હેજી સર્વજ્ઞ તખતપર બ્રાજતસ્યામ,
સરવજ્ઞ સરવંગે શ્રીપરમધામ. જય. ૧
હેજી સરનાગત વત્સલ બ્રધ પુષ્ટ,
ગુન બ્રજ દોષ નિવારણ દ્રષ્ટ, જય. ૨
હેજી અંમૃત દ્રષ્ટ ફુલકુંજ જત્ર,
પર્મ રસિક જન સન્મુખ તત્ર, જય. ૩
હેજી ગ્રહીએક આશ વિશ્વાસ તુમાર,
તેહી દુઃખ પાવે ક્યાંયા સંસાર, જય. ૪

હેજી કરેજગહાંસી રસિક દુખ પાવે,
શ્રીજીસો તુમકું કયોં કર ભાવે, જય. ૫
હેજી સુંદર રસિક શરનાગત દેખ,
કટો અંક માયાકો લિખોબ્રહ્મલેખ, જય. ૬

ધુંન. પદ ૪.

હાંરે વાલાઅજબ સલુણા સાહેબ નંદનારે લોલ, તમે રસિકોના શિર શિરદારરે તમે વ્રજમાં કર્યોરે વિહાર હાંરે વાલા દોઢ
હાંરે વાલા ઈગ્યાર વરસને બાવન દિનમારે- લોલ
તમે કીધાતે તેંત્રીસ રાસ,
હાંરેવાલા દાણલીલા તમે છ કરીરે લોલ,
સાત ઠેકાણે રહેસુના ભાસ, હારેવા. ૧
હાંરે વાલા મોરલી વજાડી જાગ્રત કર્યારે લોલ,
તમે દરસ્યાતે શ્રીપરમધામ,
હાંરેવાલા કલીમાં મતચાર પ્રગટ કર્યારેલોલ,
બ્રહ્મશ્રષ્ટીના પ્રોડીઆ તમામ હાંરેવાલા. ૨
હાંરેવાલા પાંચમોરસાત્મિક રાહુ છેરે લોલ,
જેનું બેહદછે જ્ઞાન ધ્યાન

હાંરે તેમાં સુંદર રસિકને ચલવોરે લોલ,
કાંઈ અરજી ધરીને કાન હાંરેવાલા. ૩
શ્રી ॥ ૪ ॥ શ્રી ॥ ઇતિધુંન.

અથશ્રી સદગુરૂની સ્તુતિ વર્ણન.

ચોપાઈ.

પ્રથમ વંદુસદગુરૂ સ્વામી,
અરજ સુનો તુમ અંતર જાંમી,
સદગુરૂ સ્વામી સુખકા સિંધુ,
મોપર દયા કરો દીંન બંધુ, ૧
મેંતોપૂત કપૂત તૂમારો,
ઓગે આયો અબે ઊગારો,
સદગુરૂ સુનીઓ અરજ હમારી, .
અહી સદગુરૂમેં શરણ તુમારી ૨
સર્ન સુધારન સમૃથ ગુસૈયાં,
બૂડત પકડો મેરી બૈયાં,
બાંહુ પસારી બાહિર લીનો.
દીન જાની દાન મોહે દીનો ૩
દીન દયાંલ દયા કરી મોઈ,
ઐસી જગમેં કરેન કોઈ,

માતા પિતા બંધૂ સુતદારા,
સો સબ સીખ દીયે દુખ સારા ૪
કોયન દેખ્યા કલીયુગ માંહી,
ચોરયાસીકે બંધ છોડાહીં,
તાતેં મેંતો મન વિચારી.
જન્મ મરનકા દુખ બહુ ભારી. ૫
સો રસિકન મુખ સુનીમેં કાના
ભય પડીયો અંતરમેં જાના.
રાત દિવસમેં રહેતા સોઈ,
ઘેન નીંદમેં ગમનહિ હોઈ ૬
સુની શબ્દ રસિકનકી ટેર,
તબમેં ફડકી બેઠા ફેર,
સમજાઈ મોહે દીની સાના.
સદગુરૂ શબ્દ સુનાયો કાના, ૭
સુની શબ્દ મોહે જાગી પ્રેહ,
અબ સદગુરૂજી મિટાવો ભેહ,
તબમેં તુમરે શરનેં આયાં,
ભેટત ભવ ભય સકલ મિટાયા, ૮

અબમેં આનંદ પાયો અંગા.
સ્વામી સેવક રખિયો સંગા.
મહેર કરીકે મિલેસુ મોય.
માગુમોજ દીયો ગુરૂ સોય ૯
સદા સરવદા રસિકન સંગા.
રાખો સદા રસાત્મિક રંગા,
કહે વીરદાસ દોહુકર જોડ,
સદગુરૂ સ્વામી બંધન છોડ ૧૦

દોહા.

સદગુરૂ બંધન છોડીયે,
મેં હુઊં બંધીવાન,
મેરી અરજી માનીયે,
સદગુરૂ ધરીયેં કાન, ૧
કાન ધરી કરૂણા કરો,
વીર રસિક અરદાસ,
બેહદ બારે બોલીયો,
કટકે સંકટ પાસ, ૨

ઈતિશ્રી મહારાજ વીર સાહેબ રચિત
ગુરૂસ્તુતી સંપૂરન.

અથ વિહારાત્મિક વર્ણન રાગ.

ધણી તમે શ્રીપરમધામ વાસીરે,
અદ્દભૂત ખેલના બેહદ વિલાસીરે. ૧
શ્રીજીતમે મોલમોલ ભોમભોમેરે,
સમય પરત્વે ખેલ અખંડ સલોનેરે. ૨
વિલસોછો જલથલતલ નભ માંએરે,
જાજ હીંડાળેને ઝુલણે હાહેરે. ૩
પાલખી લાલખી સ્ફંદન વેમાનેરે,
ગોખને તખ્ત સય્યા ક્રીડાસ્થાનેરે. ૪
ક્ષિતિ જલ તેજ પવન નભ વિહારેરે,
વન મોલ ખેલને અનંત સુમારેરે. ૫
ચોક ચબુતર મૂળ મેળાવેરે,
પોખરાજ માણક પહાડ તલાવેરે. ૯
શ્રી યમુનાજીને ઘાટ ઘાટેરે,
હય ગજ સ્વારી સિંઘારીખાટેરે. ૭
સમુદ્રને દીપૂંની રમણ રસાલીરે,
ખેલોછો ખટ દોષ સંભવ ટાળીરે. ૬
છ છ જ્ઞાનેછ વિશેષણે પૂરારે,
બેહદ ખેલનાં સાહેબ સનૂરારે. ૮

સુંદર રસિકના સિરધણી પ્યારારે,
સામૃથ ક્ષર અક્ષરથી ન્યારારે. ૧૦

અથ યુગલકીશોર શૃંગાર રાગ ઉપરનોજ.

વાલાતમે અજબ તુરાને ધારોરે,
સેહરા કલંગીને પેચ સમારોરે. ૧
મોરજીુડે મુગટ લટું પાઘડી એરે,
કાંગરી ખુંજ ખુંજને ગલદલીએરે. ૨
ગલ દલ વાંસે કેશ ધુઘરાલારે,
લિલાટે ઊર્ધ્વ તિલક અંક સારારે. ૩
ભ્રૌ અતી ભ્રમર પાંખજેમ ફુલ્યાંરે,
અણીઆરાં નેણાં સોભે અનું કુલ્યાંરે. ૪
કાને કુંડલ મનોહર ફૂલરે,
જલકેછે જેમાં નંગ અમૂલરે. ૫
નક વાલી અતી અલૌકીક ઓપેરે,
મુખ ચોકી મુરકણ મનહર ચોપેરે. ૬
અધરબિંબે લાલાશ અતી ભારીરે,
દંત રેખા ઊજાસ કરતી અપારીરે. ૭
ગોલ કપોલ ચિબુક છબી સીમારે,
અદભુત સોભે કંબુદલ ગ્રીવારે. ૮

ચંપા ચંદનહાર સોભા પૂરેરે,
  સ્કંધે ઝૂડા મોતીનાં અંકુરેરે. ૯
બાહુબને અજાન રસિકોની સ્હાએરે,
  તત્પર રહે ભરી ભુષણ સદાએરે. ૧૦
ઊર આયંત કંઠથી નાભી પર્યંતરે,
  ભર્યા ભુષણને પુષ્પે અનંતરે. ૧૧
જરીમીને વિચીત્ર પંચાત્મિક ચુકતેરે,
  જામો ગુલાબીક પેર્યો આસકતેરે. ૧૨
લાલંત્રવાસ છેડે કોરે ચિત્ર્યુંરે,
  બહુ રંગ જરીએં મોતીને જુડેજંત્ર્યુંરે. ૧૩
કટીત્રટ સૂત્રસ્માની તમાનરે,
  જાલ બુટે વિચિત્ર જરીન ચુકતાનરે. ૧૪
લંગરતોડે જોડ પદ બેછેરે,
  નખ શિખ સંપત્ર રસિક જન લહેછેરે. ૧૫
સુંદર રસિકના શિરધણી એવારે,
  સાદ્રષ્ઠ થાઓ કરૂં હવે સેવારે. ૧૬

ઇતિ સ્વરૂપ શ્રૃંગાર.

પછે રસિકજનોએ ધૂપદીપેં આરતી કરવી
અને સેવા શબ્દ મોઢે કહેવો,

સેવા શબ્દ.

ધૂપદીપાવલે આરતી સજકરી,
કરત રસિકજન શ્રીઅક્ષરાતીતકી.
બહુરંગ સુગંધ ઊડ વિવધ વાજે વજે,
જય ધ્વની નૃત્ય ગાન તાન સંગીતકી.
કલારસ લોઢવડે પુષ્પ મુકતા ફળે,
વધાવે સખીન સમુહ પરમ સ્થિતકી.
ચમર વિંજનઢળે છડી છત્ર ધ્વજા ફરહરે,
અરઘા ઊતરે છરકે સીક સુક્રિતકી.
નિકીબ ચૌઓર ખડે પ્રસંસ બ્રાધ બુબકેં,
જાહેરીકરે શરણાગત પ્રનીતકી.
વિવધ વિધ ભોગ લગે સુંદર કણીકા મગે,
જાતેસકિત જગે જગત જીતકી.
ઈતિ આરતી સેવાશબ્દ સંપૂર્ણ.

પછે બેસીને ઠાકોરજીને નમસ્કાર કરવા.

અથ નમસ્કારનાશબ્દો.

મહારાજશ્રી વીરસાહેબ પદનમસ્તુતે,
શ્રીપરમધામધની પૂરણ પુરૂષોત્તમ.
જીુગલકિશોર લાલભૂષણ,
વસને પૂર્વે લલિતા રાઈ એ નમોનમ:
મહારાજશ્રી સુંદરસાહેબ પદભ્યોનમ:
શ્રીપરમધામધની પૂરણ પુરૂષોત્તમ.
જીુગલકિશોર નીલભૂષણ વસને,
દક્ષિણે વિશાખા ચંદ્રભાગાયે નમોનમ:
શ્રીરાધા કૃષ્ણાય નમોનમ:
શ્રીપરમધાનધની પુરણપુરૂષોત્તમ.
જીુગ્રલકિશોર પીતભૂષણવસને
પશ્ચિમે નંદા ચંદ્રાવલ્યૈનમોનમ:
શ્રીકૃષ્ણ ચરણાંવિંદાઉનમોનમ:
શ્રીપરમધામધની પુરણપુરૂષોત્તમ.
જીુગલ કિશોર સ્વેતભુષણવસને
ઊત્તરે વિજયા, રૂકમાઈ એનમોનમ:
શ્રીવ્રજપ્રભાવ ગ્રંથયેનમોનમ:
ઈ પ્રમાણે નમસ્કાર શબ્દ સંપૂર્ણ.

એ પ્રમાણે નમસ્કાર કરી પછે ઉંચે સ્વરેં સુ-
દર્શન શબ્દની ધ્વથી કરતાં કરતાં સદગુરૂ તથા
રસિક જનોજે હાજર હોય તેને અધિકાર પ્રમાણે
વંદના કરવી.

પછે વીરસાહેબની વંદનાનું કવિત એક તથા દોહે-
રાનો ઉચ્ચાર નીચે પ્રમાણે છે.

કવિત.

શ્રીજુશ્રીસાહેબ વીર રસિકું કે શરદાર,
શ્રીમત્ રસાત્મિકમત કેરે અગવાનજુ.
ઊજજલ ભક્તિ જ્ઞાન લચ્છન સંપન્ન દિવ્ય,
ભજનાનંદ સ્વરૂપ પ્રતક્ષ પ્રમાનજુ.
પરમધામ ધનીજુકી ભક્તિ અનીનકર,
પાય દિવ્યબ્રહ્મપુર કરીમતી સ્થાનજુ.
કહતહેં રસિકરામ મેરોહો જીવનપ્રાન,
તનમનવચનુમે હુઊં કુલબાંનજુ. ૧

દોહા.

વીર સાહેબ તવ કમલ પદ,
વંદોં વારમ વાર,

તુમ કરૂણા નિત કીજીએ,
રસિકનકે શરદ્દાર. ૧

પછે શ્રી રસાત્મિક સદ્દગુરૂ સંમૃથ મંજરી.

છંદ તોટક.

શ્રીરસાત્મિક સદ્દગુરૂ જ્ઞાનઘન,
કલીકાલમેં બેહુદ પંથઠન,
નવમતકે પરલેસમજ બની,
જયજયશ્રી ગિરધર ધરનધની. ૧

ક્ષર અક્ષર પર નિરક્ષર રાજા,
રસિકન હિત વ્રજમે અહે આજા,
હૃરસી પંચાત્મિક કી રમની,
જયજય શ્રી ગિરધર ધરનધની. ૨

પુષ્ટ પાજ બંધી બહુજન તારે,
શમકાંડકે કાજ સકલ સારે,
પંચવરલે કલીમેં કર્ન ઠની,
જયજય.— ૩

સોઈ પૂરન કર કલીમેં આયે,
પેકામી ગોકુલ ગોડ રાયે,

બુંદેલી બ્રહ્મ સુપ્રોઢ ગની,
જયજય.— ૪

હદ્દ ખોલે ના બેહદ્દ તિનપે,
જ્ઞાન ધ્યાન અજબ દરશન જિનપેં,
પ્રગટે શ્રીરસાત્મિક રૂપબની,
જયજય.— ૫

કુલ બેહદ્દ ચૌંવિધ સિધ્ધ કરી,
અતિ ઊજવલ ભક્તિ જ્ઞાનઠરી,
લછન પરમધામ અનીન અની,
જયજય.— ૬

હેરસિકછકા શરનાગતપેં,
બેહદ્દ સંસ્કારિનકી મતિપેં,
ભલ કરૂના કીની રસિક મની,
જયજય.— ૭

રામ રસિક જીય પ્રાનપ્રભુ,
પર્મ સદગુરૂ બેહદ્દ જ્ઞાન વિભૂ,
દેહુ ક્ષરકા મોહમાન હની,
જયજય.— ૮

છપય છંદ.

ક્ષરહદ ગોબરે હુંકા,
    તિમિર હરબહુ રવી ભાશા,
હુવાનઈ કોઈ હોય,
    અજબ ઇસ જ્ઞાન પ્રકાશા,
ઇસ જાહેર અબ દરસો,
    રસાત્મિક મગરૂસનાઈ,
શ્રીમત ગિરિદ્ધર ધરન,
    રસિકનકે સુખદાઈ,
રામ રસિકકી અરજસુનો,
    કરૂનાનિધ જન શીશ મની,
અબ અપનેકુ સુધારીએંજય,
    જય શ્રી ગિરિધર ધરનધની. ૯

અથ શ્રી કૃષ્ણ સમર્થ મંજરી પ્રારંભ.

શ્રીજીશ્રી રંસાત્મિક બેહદ સંસ્કારી,
    સત્વશ્રદ્ધા બેહદ્દીહો મતિ ઊજીઆરી,
સરા બેહદ અક્ષરી પંચાત્મિક પાહી,
    શ્રી કનૈયા સાહેબ સમર્થ ગુસાંઈ. ૧

પડ્ડન અધિકાર વિધસાધન અગવાન,
  હો કીય પરમહીં પ્રસ્સ જો અંત્રે,
અવે સાન નિરંત્રહો નિરાક્ષરસેં,
  બેહદ ચૌં મંગલાહી   શ્રીકનૈયા— ૨

દસઅવતારોંમેં પુષ્ટહો, પ્રગટે
  દ્વાપુરાંતે સવંતષ્ટ ચતુર્દસે શ્રવટે,
વિદષ્ટમી રોહની સની માજમતાહી.
  શ્રીકનૈયા— ૩

મધુપુરસેં અહે વાસીવ્રજ કીના વિહાર,
  સમેહુકમ આવેસી દિનચૌં સહસ્સ બાર,
મધુપુર ફિરઅહે હુકમ ચૌંમેં અવેસાહી.
  શ્રીકનૈયા— ૪

પંચસહસ્સમેં હુંસદિન ઊન મથુરા રહાએ,
  છતીસ સહસ્સ દિનલો દ્વારિકા વસાએ,
યુગહુકમ આવેસી યોં લીલા ત્રઈ ઠાહી.
  શ્રીકનૈયા— ૫

શ્રીપર્મધામસેં ચીજાં ક્ષરમેંલાયે ભોકતાઈ,
  પુષ્ટજ્ઞાન પુષ્ટપ્રેમ પ્રાક્રમ દરસાઇ,

બેહદચુંહી બેહદ જોસ સુખદે અથાઇ.
  શ્રીકનૈયા—  ૬
મહીપેં પુસ્યું કનક મન્યુંકી તીન કીન્યું,
  ક્ષિનમેં જગજાનેત્યું સમસ્તનુ ચીન્યું,
દરસ્યા પરમધામ સર્વંગે સરનાઈ
  શ્રીકનૈયા—  ૭
પેંતીસ સંકુસ પદમ ઇડ પંચ દૈવતાદિ,
  વેદાદિકશબ્દ શ્રષ્ટી કૈવલાદિ,
મૌબિન ગાપ્યું લહેનાં કોપોચતિસાઇ.
  શ્રીકનૈયા—  ૮
શામકઈડ અખંડ કરનેકા બ્રધર્જન,
  કીના પ્રસન નિરક્ષરહીં સંપજ ચૌંમગ,
બ્રહ્મશ્રષ્ટિપયેકા કીનાજીન કલી માંહી.
  શ્રીકનૈયા—  ૯
જીસ સ્વ તિસ દરસન હિત પંચમાં પ્રકાશ
  અન સબનુંસેંતોડી બંધતામેં વિશ્વાસ,
અનીનહો વીર બેહદગુન ગાહી.
  શ્રીકનૈયા—  ૧૦

છપય છંદ.

દસઅવતારમેં પુષ્ટ બેહદકલ વ્યારી કનૈયા,
ક્ષર અક્ષરપર બેહદ નિરક્ષરકે વસૈયા,
શરનાગત પર પ્રસન્ન તુસ્ન
સબજગ શિર સાહેબ,
શ્રીપરમધામ પ્રકાશ
કરનહિત સહાય સિતાએબ.
યાગુન અહે વીર શરન
ઈત ઉતકે સુખ દાની લખિ,
જયજય શ્રીકનૈયા સાહેબ મેરી,
પતસબ ભતકી રખિ. ૧૧

રાગ કલ્યાન.

મેરી પતરાખો અજબ કનૈયા મેરીપત—ટેક
મેંહુઊરબંદી બાની તુમરી,
તુમમેરે શિર રૈયાં, —મેરીપત ૧
અન દેવી દેવ સકલસેંતોડી,
તુમસેંરી પ્રીત જોડૈયાં —મેરીપત. ૨
તુમ સબધનીયુંકેધનીહોપ્યારે,
શ્રીનંદ મહરકે છૈયા —મેરીપત ૩

સુંદર રસિકકે પ્રાણજીવન ધન
ફિરફિર જહુંમેં બલૈયાં —મેરીપેંત ૪

॥ શ્રી ॥ ૧ ॥ શ્રી ॥

કહાજાનુ કહાંસે આહે,
મુજે જ્ઞાન દેનેવાલા કહા દોઢ

રાધે ગિરધરધરવાએછકા,
વ્રજમેં લેવર કલીમેં રૂકા,
પંચમાંશ્રી મંતરસાત્મિક સ્વાલા, કહા. ૧

કયાદેતહઊં બેહદ જ્ઞાના,
જયાંન પોચે નવમતબાંના,
ત્તાંકી અગવાની તુજે નાલા, કહા. ૨

કઈન અપની રેના ઠોર,
મેંહઊંયા ચુંકઈના ફોર.
જોરી કીયા રસિક રસાલા, કહા. ૩

સુંદર રસિક ખટદિન સુનમેં,
ગયાપલટ તનમન વચને,
જીસ દ્રસ તિસ વિસરેન ઈ સખ્યાલા. ૪

॥ શ્રી ॥ ૨ ॥ શ્રી ॥

હાંરે મારી આખલડીમાં આવ્યું પ્રેમતાન,
આવ્યું પ્રેમતાન તેણે મોડ્યાં બીજા માનરે
હાંરે મારી.—ટેક
શ્રીમત રસાત્મિક સદ્ગુરૂવચને,
જાગ્યું હીયે બેહદ જ્ઞાન —હાંરે ૧
નવમત વાદી ક્ષરહદ ગોબરે,
તેનું મુને ભલું થયું ભાન —હાંરે ૨
ક્ષર અક્ષરપર અક્ષરાતીતમાં,
ફીરે શ્રુતી થઈને ગુલતાન —હાંરે ૩
સુંદર રસિક નસો નખશિખ પસર્યું,
તેમાં હું તો થઈછઊં મસ્તાન —હાંરે ૪

॥ શ્રી ॥ ૩ ॥ શ્રી ॥

પછે રસિક જનોએં પરિક્રમા દેવી શ્રીઅક્ષરાતીતના સ્વરૂપનેં અથવા શાસ્ત્રને કિંવા માલાને અથવા ધૂપને પરિક્રમા સાતવાર દેવી અનેં જયજય શબ્દ ઊચ્ચારવો.

અથ પરિક્રમા શબ્દ છંદ તોટક.

જયજયંશ્રી સદ્ગુરૂદેવસદા,
અક્ષરાતીતકે જ્ઞાનપ્રદા. ૧

જયજયશ્રી રસિકન સામીતકી,
જીહિ ભક્તિ અનીન અક્ષરાતીતકી ૨
જયજયશ્રી સેવક રસિકનકેહે,
તુમહીં તન મન ધન જીનકે. ૩
જયજયશ્રી સચ્ચિદાનંદજી,
અક્ષરાતીતશ્રીસ્નેહ સાનંદજી. ૪
જયજયશ્રી પુરણ રસાત્મિકજી,
ભરે બેહદ તુલસી પ્રિયાત્મિકજી. ૫
જયજયશ્રી યુગલસ્વરૂપાત્મિકજી,
વિલસેં ગંજરૂપે વિહારાત્મિકજી. ૬
જયજય વિરહાત્મિકદાંની રસ,
જન સુંદર પરિક્રમા સસપસ. ૭

ઊપર પ્રમાણે શબ્દોચ્ચારથી સાત પરિક્રમાદેવી એરીતે જે પરિક્રમા દેવા એછે તેમાં એવો ભાવાર્થ છે કે.

૧ પ્રથમ શબ્દથી સદગુરૂની ફુલબાની માનવામા આવી, કારણકે જેસદગુરૂએ આપણને જ્ઞાન ભક્તિના સુખસમજાવીને અજ્ઞાન તથા અધમપણાથી બચાવ્યા, જોકે તેનો નિસ્પ્રહી સ્વભાવ કે જેને કાંઈ પણ

સ્વારથ નહીં છતાં ઊપદેશથી ચોરયાસી લાખ અવતારથી ભટકતા બચાવ્યાછે માટેગુરૂનાગુણનો બદલોવાળવા તથા જ્ઞાનની તુલનાં જોગ આ સંસારમાં અન્ય વસ્તુ નથી જેથી મન ક્રમ વચન વડે તેમની ક્રુલબાંની માનવી. ૧

૨ બીજી પરિક્રમાનો એવો ભાવાર્થ છેકે, જેમાં રસિક જનો પ્રતિક્રુલબાની કારણ જેનો સંગકરવાથી રસિક રહસ્ય પારવા બુધ્ધિ ની પ્રાપ્તિ અથવા જેના સંગથી ભગવત ભજનનુ સુપ્પલઈશિકાયછે તથા જન્મોજન્મ ભગવતપદ પામ્યા પર્યંત સાહેતા કારકછે અને જેના સંગથી સદગુરૂનો મિલાપ, તથા તેના ગુણનો અનુભવથાય માટે તેની ક્રુલબાની માનીછે. ૨

૩ ત્રીજી પરિક્રમાનો એવો ભાવાર્થછેકે, રસિકજન તથા સદગુરૂ તથા ઇષ્ટદેવના સેવક જેણે તને મને ધને સેવાથી લાડલડાવ્યા એવાજે સેવકતેપ્રતિ ક્રુલબાની બતાવી. ૩

૪ ચોથી પરિક્રમાનો એવો ભાવાર્થછે જે પૂર્ણબ્રહ્મ સચ્ચિદાનંદ ભગવાન તેની કૃપાથી આ ઊત્તમદેશમાં અવતાર મલ્યોછે વલિઆ સ્થલમાં શુધ્ધઆચાર

સુવિચાર દાનદયા જ્ઞાંનભક્તિ આદિ નિયમો પળાયછે અને પરલોકસાધનમા કુશલનીય ચારવર્ણ ચૌરઆ-શ્રમ વૈસ્નવ ધર્મ આદિ શુધ્ધ ધર્મમર્યાદા પૂર્વક પાલેછે અને મુમુક્ષુઓ પોતાના સદ્ગુરૂવચને જેઠકાણે રહસ્ય રીતી પારીસકેછે એવીઆ ભૂમિમા અવતાર મડેથી કૃતકૃત મનાયછે પણજો આસૂરી દેશમાં અવ-તાર મલ્યો હત તો જીવહિંસા આદિ અઘોર કૃત્યના પાપથી કેમ બચાય અને પ્રાણી પદારથના અહાર વેવારથી કેમ છુટાય ને તે વિક્રોમોકે જો હજારોગણા બદલા વારવાને જે સ્થલ નર્કના કુંડો કિંવા પ્રેતપિ-શાચાદી યોનીઓની ભટકણથી ક્યારે છૂટત નહિ. અને ભવોભવ કર્મ બંધન યુકત રહેતું પડત તેથી છુટવાને આ નરદેહ મલેલછે તેમાંપણ ઊત્તમકુલમાં અવતાર મળવાથી શ્રેષ્ટકર્મો થાયછે અને સર્વંગી પૂર્ણ સુખરૂપ શરીર તે ઈષ્ટદેવની કૃપાથી થાયછે પણ કદિ અપંગ બધિર મુંગા કે ગાંડા થયા હોઈયે તો કેવીરીતે ભગવદ્ ભક્તિની વિધી પાડિસકત વડિ શરી-રનીકે બુદ્ધિની ખાંમી હોય તો શું ક્રિયાકરી શકાય અને તે ન થાયતો પરલોકનું સુખ સાધન કેવીરીતે

થાય માટે તેકૃપા શ્રી સચ્ચિદાનંદ પરમધામધણીની જાણી પરિક્રમાચોથી ફરી આપણે ફુલબાંની બતાવવી.

૫ પાંચમી પરિક્રમામાં એમ ભાવાર્થ છે કે શ્રીપરમધામમાં પંચાત્મિકભેદે જે રમણીછે તેમાજે રસાત્મિક સ્વૈંધણી કેજે અનેક પ્રકારે અખંડ રસના દાતારછે તથાતુલસી પ્રિયાત્મિક સુગંધજે ચીજચીજમાં અંગઅંગમાં બહેકી રહીછે તેની ફુલબાંની બતાવી. ૫

૬ છઠી પરિક્રમામાં એવો ભાવાર્થછે કે જુગલસ્વરૂપ એવીજે બ્રહ્મશ્રષ્ટી તેની ફુલબાંની બતાવી.

૭ સાતમી પરિક્રમામાં એવો ભાવાર્થછે જે વિરહાત્મિક ભાવ એટલે તે ખેલમાં અખંડ અપાર સ્નેહ જેવોને તેવોજ વરતેછે જેથી સદાસુખ અનેક વિધીએ વરતેછે તે સ્નેહ ભક્તિની સાફલ્યતા માટે તે સુખના ભાગી થવામાટે ફુલબાની દરસાવવી. ૭

આવા ભાવાર્થથી પરિક્રમા દેવાયછે માટે સાતવખત પરિક્રમા દઈ પછે શ્રીપરમધામ અક્ષરાતીત એવાજે ઈષ્ટદેવની પ્રતિમાને સન્મુખ ઊભી હાથ જોડી સ્તુતી કરવી. તેં સ્તુતિનો મુખ્ય હેતુ એવોછેકે, આપણો અલ્પજ્ઞજીવ તે સર્વ સત્તાધીશ પૂરણ પુરૂષોત્તમ. પ્રભુના

અકથનીય ઊપકારનો, અન્યરીતે બદલો વાળવાને અસમર્થ હોવાથી, આપણી દીનતા દરશાવી. તે દીનવત્સલ, દયાલુ, ઇષ્ટદેવની દયા ચહાવી, અને આપણા અજ્ઞાનથી અચાનક થતા અનેક ગુન્હાની માફી માગવી. જેમ વર્તમાન વહેવારમાં પણ જો કોઈનો ગુન્હો કર્યો હોયછે, ત્યારે તે થયેલા ગુન્હા-માટે પૂર્ણ પશ્ચાતાપ વડે. અતિ આજીજી અને નમૃતા સાથે, સત્યતાથી જો ગુન્હેગાર દિલગીર થઇ, સામે ચાલી જઈ, સામા ધણીને શરણે થાયછે, તો તેપણ કૃપાકરી માફ કરેછે, અને ભૂલથી અચાનક થયેલા અપરાધના દુઃખપ્રદફલ કે નુકશાનીથી નિવૃત્ત થઈ નિરશૂંસચી થવાયછે, તેવીજરીતે આપણે અજ્ઞાને જા-ણેકે અજાણે જોકાંઈ ગુન્હા થયેલ હોય, તેની માફી માટે દાસત્વભાવે, નિરાભીમાનપણે, ગરીબાઈથી, અરજ ગુજારવા માટે નિત્યનિયમ બાંધી ઈષ્ટદેવને સન્મુખ ઊભી તેમના સુખરૂપ સ્વરૂપમાં અંતઃકરણને દઢ કરી સ્તુતી કરવાથી, કરેલ ગુન્હાની દિલગીરીને ભગવાનના ધ્યાનપ્રતાપે તે ભગવાનના અલૌકિક ગુણના આવેસથી દોષબુદ્ધિથી નિવૃત્તિ થઇજઈ ભક્તિ-

ની શ્રદ્ધારૂપ બુદ્ધિ પ્રાપ્ત થાયછે અને અહંત્વભાવ કે મમત્વ મટી જાયછે, માટે સપ્રેમ સ્તુતિ કરવી.

અથ સ્તુતિ—દોહા.

સમય સમયકે બીચહીં,
બંદા હસ્ત સંપૂટ,
યાદ કરે સંમૃથ પ્રભુ,
સુનો શ્રવણ દે પૂટ. ૧

મેરેતો તુમહીં ધની,
સ્વપ્ને ન અન્ય ઊચ્ચાર,
પરમધામ ધની ત્યાગકે,
દૂજે નહી પુકાર. ૨

ધની સબનકે શીસપે,
સાહેબ હુકમ સહુલ,
અંતર જામી બેહદહો,
કરતા વહે કબૂલ. ૩

મહેરબાન સો જાનકે,
ભયો તિહારો દાસ,
કરત અરજ નિજકૃત્ય તેં,
લખી જગ યમકો ત્રાસ. ૪

સાહેબ ભવસાગર મહિ,
મેં બહુ કીન કુચાલ,
તાકે ડર હરદિન ડરૂં,
કરહુ મોરિ પ્રતિપાલ. ૫

પગપગ ગુન્હા હજારહે,
દિન દિન લાખ કરોડ,
વચન ચૂક દૂષિત સદા,
સાહેબ બંધન છોડ. ૬

પગ પગ પગ્યા સુપાપમેં,
ડૂબ્યો નખ શિખ સાજ,
યશ જીવન અપયશ મરન,
તવ કરમેં વ્રજરાજ. ૭

ગુન્હાકીયમેં કમના,
તુમસે કહા દુરાહું,
ભાવે સુખ સિજયા દિયો,
ભાવે ખાલ કટાહુ. ૮

હાજર અહે હજૂર મેં,
ગુનેગાર મહારાજ

અબ મન માને ત્યો કરો,
  સાહેબ ગરીબ નિવાજ. ૯

બંદી સહી બિચારકે,
  જો કછુ દીજે દંડ
તો સબ સિજયા અલપહેં,
  મો શિર રખેં બ્રહ્માંડ. ૧૦

અપની ઓર બિચારકે,
  જો કછુ કરો સનેહ
તો દુર્લભ નહી આપકો,
  જો નિજ કરો સ્વદેહ. ૧૧

સાહેબ તુમ સમૃથ સદા,
  મેં હુઊં દાસ કંગાલ
શિરદાની સબ સુખનકે,
  દુખ મોચન કરૂનાલ. ૧૨

વિદ્યાધન ઊધમ નહી,
  હેહ બુદ્ધિબલ નાહિં
ભવસાગર કલિ તારિઓ,
  તુમ ગ્રહિ મેરી બાંહિ. ૧૩

લોક વેદ ક્રિયમાણ નહિં,
નહીં ધરમકો લેશ
ભવજલ ડૂબત દીનમેં,
કાઢો કર ગ્રહિ કેશ. ૧૪

સુંદર રસિક સુ આપકો,
મન કૃમ વચને શ્યામ
ચિદાનંદ પરમધામ ધનિ,
માનો અરજ તમામ. ૧૫

પૂરણ પુરૂષોત્તમ પ્રભુ,
અક્ષરાતીત દયાલ
પંચાત્મિક બેહદ્દ શરન,
સુંદર રસિક સુખાલ. ૧૬

એ રીતે સ્તુતિ કરી, પછે રસિક જનોએ દંડવત પાંચવાર નમન કરવું—રસાત્મિક સ્વેંધણીના સ્વરૂપના શરણાગતી શબ્દ કહી પ્રથમ દંડ માફીક પડવું—હાથ પગ સાસોટ લાંબા કરવા નાક ભૂમિયે અડાડી પછે જમણી આંખ ભૂમિપર અડાડવી, પછે ડાબી આંખ ભૂમિપર અડાડવી, પછે બંને હાથ

પૂંઠે લાંબા કરી જોડવા, પછે પૂંઠેજ હાથ ઊથલાવી જોડવા, પછે બે હાથ ભોંય ખોડી. જમણું ગોઠણ વાળી નાક ભૂમિપર અડાડી જમણી આંખ ભોંય અડાડવી. પછે ડાબી આંખ ભૂમિપર અડાડવી પછી ઊભુ થાવું, હાથ જોડી તુલસી પ્રિયાત્મિકને શરણે થવાના શબ્દો કહી ફરી પ્રથમ પ્રમાણે દંડ પ્રણામ કરવા, પછે ઊભા થઈ હાથ જોડી જુગલ સ્વરૂપને શરણે થવાના શબ્દો કહી. ત્રીજી વાર દંડ પ્રણામ કરવા તેમજ વિહારાત્મિક ધામને શરણે થવાના શબ્દો કહી. દંડવત પ્રણામ કરવા, તેમજ વિરહા-ત્મિકને શરણે થવાના શબ્દો કહી પાંચમી વાર દંડવત પ્રણામ કરવા.

## અથ પ્રથમ રસાત્મિક સ્વરૂપ વર્ણન.

જયશ્રી સચ્ચિદાનંદ શ્રીઅક્ષરાતીત બેહદ વતની પંચાત્મિક શ્રીશ્રીશ્રીશ્રીશ્રી રસાત્મિક સ્વેધની સત-સ્વરૂપ નખશિખ પર્યંત ચૈતનઘન આનંદ અવધી ઊજ્વલંગ કિશોરવઈ ભૂષણ બસન વિચિત્ર સચ્ચિ-દાનંદ સ્વરૂપ અંજબ સલોને બંકે તરૂ તરૂ રૂસની ગંજસ્વરૂપ ઇસશ્રી રસાત્મિક શરણં પ્રપદ્યે. ૧

બીજી સંખ્યા.

જયશ્રી સચ્ચિદાનંદ શ્રીઅક્ષરાતીત બેહદવતની પંચાત્મિક શ્રીશ્રીશ્રીશ્રીશ્રી તુલસી પ્રિયાત્મિક સત્ ચૈતનઘન અંગ ભૂષન બસને તરૂ તરૂ ચીજે અજબ સલોની બેહદ પરમધામ પર્યંત વિચિત્ર આનંદ અવધી બિન કૃપા મૈથુની માનસી મહદ ઈશિ કેવલ સ્વલીક મિશ્રીત તેં દુર્લભ ઇસ અનૂપ શ્રી તુલસી પ્રિયાત્મિક શરણં પ્રપદ્યે. ૨

અથ ત્રીજી સંખ્યા.

જયશ્રી સચ્ચિદાનંદ શ્રીઅક્ષરાતીત બેહદ વતની પંચાત્મિક શ્રીશ્રીશ્રીશ્રીશ્રી જુગલ સ્વરૂપાત્મિક શ્રી-સ્યામનીજી સતસ્વરૂપ નખશિખપર્યંત ચૈતનઘન આ-નંદ અવધી, ઊજવલાંગ કિશોર શ્યામ ધરમ સમ-તુલ ભૂષણ બસન વિચીત્ર સચ્ચિદાનંદ સ્વરૂપ અ-જબ સલોને બંકે તરૂ તરૂ રૂસની ગંજસ્વરૂપી તત્રંગ દ્વાદસ હજાર શ્રીસ્યાંમની ધરમ સમતુલ તત્રંગજલ થલ નભચર રૂસની સચ્ચિદાનંદ વિ-ચિત્ર બ્રહ્મશ્રષ્ટી બેહદખટ દોષ રહીત જડ અસ્ત દુઃખ દ્વૈત તિમિર મળ ઇસ અનૂપ શ્રી જુગલ સ્વરૂપાત્મિક શરણં પ્રપદ્યે. ૩

ચતુર્થી સંખ્યા.

જયશ્રી સચ્ચિદાનંદ શ્રીઅક્ષરાતીત બેહદ વતની પંચાત્મિક શ્રીશ્રીશ્રીશ્રીશ્રી વિહારાત્મિક અપાર સતસ્વરૂપ ચૈતનઘન આનંદ અવધી પંચતત્વી બહુરંગી સ્થાવર બહુરૂપી પંચજ્ઞાન સર્વજ્ઞ સર્વાંગે સંપન્ન વિચિત્ર ખટગુણ સંપન્ન સચ્ચિદાનંદ પ્રકાશ અદ્વૈત અમલ ઇસ શ્રીવિહારાત્મિક શરણં પ્રપદ્યે. ૪

પંચમી સંખ્યા.

જયશ્રી સચ્ચિદાનંદ શ્રીઅક્ષરાતીત બેહદવતની પંચાત્મિક શ્રીશ્રીશ્રીશ્રીશ્રી વિરહાત્મિક સચ્ચિદાનંદ રસ વર્ધન બેહદપંચ જ્ઞાનંદ શ્રીરસાત્મિક સદગુરૂ સ્વરૂપ ઇસ શ્રીવિરહાત્મિક શરણં પ્રપદ્યે. ૫

એ પ્રમાણે એક એક સંખ્યા ઊચ્ચારથી એક એક દંડ પ્રણામ કરવા. આમ પાંચ વખત દંડ પ્રણામ કરી પછે બેસીને નીચે લખેલું ભજન કરવું.

રાગ ધન્યાશ્રી.

**શ્રીપરમ ધામના સ્યામ છે રે સમરથા જેવા,**
**શ્રીપંચાત્મિક સરા જામ છેરે. સમરથા૦ ૧**

રંગેરૂપે સુહામણારે સમસ્યા જેવા,
  સામૃથ તેજની નહિં મણારે. સમસ્યાં૦ ૨
બેહદ કલા રસ વિહારી છેરે, સમસ્યા૦
  કરૂણા નજર આગારી છેરે. સમસ્યા૦ ૩
અજબ સલોના છે બંકારે, સમસ્યા૦
  જેની શરણે ટળે સહુની સંકારે. સમસ્યા૦ ૪
નિગમ અગમ પર પાર ધણીરે, સમસ્યા૦
  છોડે સહુ બંધનો કરૂણા કરીરે. સમસ્યા૦ ૫
શ્રીરસાત્મિક સદ્ગુંરૂ વચનો સમસ્યા૦
  સુધા રસ જેવા જાણી વરતોરે. સમસ્યા૦ ૬
સહુ જનના શિર મોડ છેરે સમસ્યા૦
  રસિકુંના બંદી છોડ છેરે. ૭
બેહદ અનુભવે મન હરેરે, સમસ્યા૦
  સુંદર રસિક સહુને કહેરે. સમસ્યા૦ ૮

પછે રસિકજનોએ ગુરૂદેવોની જય બોલાવવી.

શબ્દ.

૧ મહારાજાશ્રી રસાત્મિક સદ્ગુરૂકી જય.
૨ મહારાજ શ્રીવીરસાહેબકી જય.
૩ મહારાજ શ્રીસુંદર સાહેબકી જય.

**૪ મહારાજ શ્રીકૃસનદાસજીકી જય.**
**૫ મહારાજ શ્રીપુરૂષોત્તમદાસજીકી જય.**
**૬ ઊત્તમ રસિક સમાજકી જય.**

એ પ્રમાણે જય બોલી માળા ફેરવવી.

પછે જમવાનો વખત હોય તો જમવું. જમ્યા પછી કથા વારતા કીર્તન પદ વિગેરે મંદિરમાં અ-થવા ઉત્તમ રસિકજનને સ્થાને ભેળા થઈ. કોઈ ઉત્તમ રસિક વાંચે કે ગાયે તો શ્રવણ કરવું. અ-થવા ધર્મ ભક્તિ સંબંધી વાંચવું અથવા વાણીવિલાસ રાગ રાગણીથી ગાવું એમ યથા શક્તિ નિત્ય નિયમ બાંધી બેઠક કરવી તે સમય ભજનનો પૂરો થયાથી અરજી પોઢણીઆનાં પદો ગાઈને સુવું.

અથ અરજી રાગ.

**અરજી મારી માનોને શ્રીઅક્ષરાતીત**
**પૂરણાનંદ ભગવાન, અરજી મારી માનોને**
**વિષમ વેળામા આવી કરીને**
**અરજી ધરોને મારી કાન. અરજી૦ ૧**
**હું અપરાધી અવગુણ સાગર**
**કૂડ કપટ અભિમાન, અરજી૦**

મોહ કાંમ ક્રોધ દંભ લોભ
  પાખંડ ઈર્ષાને અજ્ઞાન. અરજી૦ ૨
મત્સર મમતા પરદ્રોહ કરતલ
  નિપટ નિષેધતા તુફાન, અરજી૦
કરી કરી વ્રથા જન્મ ગુમાવ્યો,
  અમુલ્ય નંગ સમાન. અરજી૦ ૩
એવા અવગુણ સાગરમાં બૂડતાં
  નિરક્ષર મગ ઝગવાન, અરજી૦
મણ્યા તેણે શરણુ આપ્યું તમારૂં
  સમૃથ સહુ શિરના દિવાન અરજી૦ ૪
તેમાં વિકાર બહુ બળવંત
  થઈને આવી તોડે છે તાન, અરજી૦
તેને હટાડી સુખડાં આપો
  શ્રીમત કરૂણા નિધાન. અરજી૦ ૫
સુંદર રસિકના શિરના વાલી
  શ્રીપરમધામ સ્થાન, અરજી૦
બેહદ ખેલના ખ્યાલી તેમાં
  સુજને કરોને ગુલતાન. અરજી૦ ૬

॥ શ્રી ॥ ૧ ॥ શ્રી ॥ રાગ બિહાગ પોઢણીઉ.

અભેપદ દાતા અભેપદ દાતા
  શ્રીસદ્‌ગુરૂ મેરારે, અભેપદ. દોઢ.
શ્રીમત રસાત્મિક ગિરધર ધરન,
  સદાએ રહો મમ દ્રષ્ટિકે નેરારે. અભેપદ ૧
પરમ નૂરતન જલકે મૂસાલસા,
  ક્ષર અક્ષર નિરક્ષર કે ઊજેરારે. અભેપદ ૨
સુંદર રસિકકે હૃદય કમલમહી,
  કરી કરૂણા અહે દેહુ દ્રઢ ડેરારે. અભેપદ ૩

( પોઢણીઉ–બીજું )

જેને કરૂણા તમારી મહારાજ,
  તેને નિત્ય નિત્ય દીવારી,
વરતે મંગલ માલ
  જેને કરૂણા તમારી મહારાજ. દોઢ
અને હો દાસ તમારા દુખીઆ વરતે,
  તેની તમને લાજ,
પીડા જોઈ પોતા ઊનાની,
  કેમ ભાવે છે અનાજ. જેને ૧

અનેહો સુંદર રસિકને માથે મેરૂ,
  કરોતો થાય સુખ તાજ,
દાસાતનની ડાજ ટાળો
  પાળો પ્રતંગા આજ. જેને ૨

પોઢણીઉ ત્રીજું.

મન ઇચ્છ્યું મારૂં રાખો મહેરબાંન,
  શ્રીઅક્ષરાતીત સાહેબ ગુસાઇ
હું છઊ બંદીવાંન,
  મન ઇચ્છ્યું, મારૂ રાખો મહેરબાંન. દાઢ

અનેહો દયાસાગર દયા મુજપર,
  કરો હુરોને અજ્ઞાન,
કરૂણા કરીને મુને છોડાવો,
  હું છઊ બંદીવાન. મન ઇચ્છ્યું ૧

અનેહો સુંદર રસિક તમારો બાંનો,
  સુમૃણ નિશદિન ધ્યાન,
મારીપત તમે રાખો સ્વામી,
  પૂરણાનંદ ભગવાન. મન ઇચ્છ્યું ૨

શ્રી ॥ ૩ ॥ શ્રી

રાગ બેહાગ બીજી ચાલથી પોઢણીઉ ચોથું.

પલંગ પધારો વ્રજરાજ હેરત ડગર સૈયાં
હેજી પલંગ પધારો વ્રજરાજ
ટેરત બેહાગ ગએકે
હેજી પલંગ પધારો વ્રજરાજ દોઠ

વિહાર સ્થાન જ્ઞાનપંચ બેહદ,
સર્વંગે સમસ્ત સમાજ,
દ્વાદસસહસ્ર મ્હેલ મ્હેલ મ્હેલે,
અજબ સુખાસન છાજ,
નિરક્ષર છવજો છૈયાંબે
હેજી પલંગ ૧

પલંગ પલંગ રહેસ વિહાર
સામગ્રી બેઠી વનિતા સાજ,
અરજી કરત દેહુ
રહેસ રમનસુખ
અહેશ્રુત સૂબશિરતાજ
મિશ્રીતાદી વંછત જહીયાં
હેજી પલંગ ૨

તનમન વચન સ્યામ સૂરતસેં,
લગ જગ ભવ નિધીપાર,
સુંદર વિહાર સુખ દેને લગ પ્રભુ,
નિગમહી અગમ અગાજ,
સુલભ સોઇ રસિક લહીયાં
હેજી પલંગ ૩

( પોઢાણીઉ પાંચમું ) અભેપદ દાતાના ઢારનો.

શ્રીમત રસાત્મિક શ્રીમતરસાત્મિક
ગિરધર ધરન શ્રીમતરસાત્મિકરી દાઢ
બેહુદ જ્ઞાન ધ્યાન ગેબ ચિદબારા ખોલ,
સરણા ગતુકુ વહે સુખ કરન. શ્રીમત ૧
દાસનકી આસ પ્યાસ પૂરન ચૂરન અઘ,
સર્વજ્ઞ બેહુદ આવેસી અંત:કરન. શ્રીમત ૨
સુંદર રસિક રસ સાગર ઊમંગત તુમરી,
સૂરત પરમ નૅારી નિજ બરન. શ્રીમત ૩

એહ રીતે પોઢણીઆં ગાઈ ઠાકોરજીના સ્વરૂપને પોઢાડવાં પછે સદગુરૂને સુખાલા કરીને પોતાને સુતું, સુતી વખતે નિજાનંદ રક્ષાનો પાઠ કરી પછે સુદરસન શબ્દ ઊચારવો.

રસિકજનોએ નિદ્રા અઘોર કરવી નહીં પછે પાછલી રાત્રી ઘડી છ રહે ત્યારે જાગવું, જાગતાં મુખે સુદર્શન શબ્દની ધ્વની કરવી, પછે જો નિવૃતિ હોય તો માનસીક ધ્યાન કરવું ને સ્મૃતીને શ્રીપરમધામ મારગે ચડાવવી.

અથ માનસી ધ્યાન.

પ્રથમ શ્રષ્ટી મૈથુની તેમાં મૃત્યુલોક જેમાં સાત સમુદ્ર છેંતાલીસ ખંડ તેને ફરતો માનસોત્ર પર્વત તે માનસોત્ર માથે આઠ પુરયું બાર રાસીનાં માંડલાં તે માનસોત્રને ફરતી પૃથ્વી ખાલી પડી છે. તેથીપર અલોકાચલ પર્વત છે તેની બારલી કોરે પ્રથ્વીના ચારે છેડા પાણીમાં બૂડા પડ્યા છે, એહ પચાસ ક્રોડ પૃથ્વી તેના મધ્ય ભાગમાં મેરૂ પાંચરંગા સોનાનો ને લાખ યોજન ઉંચો એવો પર્વત છે. તે માથે પણ આઠ દીસીપાલક દેવતાઓની પુરીઊં તે મેરૂ પર્વત ઉપર ચાલીસ હજાર યોજન લાંબી એવી લાઠ છે, તેમાં સિસુમાર ચક્ર છે જેમાં નવગ્રહ, સૂર્ય, ચંદ્ર, તારાગણનાં રથ ગોઠવ્યા છે, તે રથ તથા વાહન સંયુક્ત ગિરિ માનસોત્ર માથે બાર રાસીઓ છે, તેમાં પ્રવર્તે

